# કથાકુસુમાઞ્જલિ

[ ગાંધીજીકૃત પ્રસ્તાવના સહિત ]

લેખક

દેસાઇ વાલજી ગોવિન્દજી

નવજીવન મુદ્રણાલય

અમદાવાદ

શિરછત્ર તીર્થરૂપ બાપુ

દેસાઇ જીવરાજ હેમચંદને

ચરણે

## કર્મયોગ

ભજનકીર્તન, પૂજાપાઠ, સાધન, સેવા, આરાધના સમસ્ત પડતાં મૂક. અરે, દેવાલયનાં બાર વાસી દઈને ખૂણામાં કેમ બેઠો છો? અંધારામાં સંતાઈને છાનોમુનો તારા મનમાં તું કોને પૂજસ? આંખ ઉઘાડીને તું જો તો ખરો, કે ભગવાન દેવાલયમાં નથી.

જ્યાં ખેડુ માટી ભાંગીને ખેતી કરે છે, જ્યાં મૂલી પથ્થર ભાંગીને સડક બનાવે છે, જ્યાં લોકો બારે માસ પરસેવા ઉતારે છે ને લોહીનું પાણી કરે છે ત્યાં તે તો ગયા છે. કડકડતી ટાઢમાં, ધખધખતા તડકામાં, ને મુશળધાર વૃષ્ટિમાં તે એ બધાનો સાથ કરે છે, તેને બેય હાથે ધૂળ લાગી છે. તેની ઘોડે જ ઊજળાં વસ્ત્ર છોડીને તું ધૂળ ઉપર આવી જા.

મુક્તિ? મુક્તિ તું કયાં પામવાનો હતો? મુક્તિ છે જ કયાં? સાક્ષાત પ્રભુ પણ સૃષ્ટિબંધનથી આપણ સર્વની હારે બંધાઈ ગયા છે. ધ્યાન કરવું રહેવા દે, ફૂલની ટોપલી ફગવી દે; લુગડાં ભલે લીરાલીરા થઈ જાય, ધૂળમાં ભલે રગદોળાઈ જાય; કર્મયોગે કરીને તું ભગવાન સાથે એક થા, ને પસીનાનાં પાવક ઝરણાંમાં સ્નાન કરીને પવિત્ર થા.

(ગીતાંજલિ ૧૧ ઉપરથી)

**રવીન્દ્રનાથ**

# પ્રસ્તાવના

ભાઈ વાલજી દેસાઇના લેખોનો આ સંગ્રહ છે. એના પ્રત્યેક લેખની પાછળ રહેલી મહેનત સહુ 'નવજીવન'ના વાંચનાર ઓળખી ગયા છે. એ લેખો પત્રકારની દૃષ્ટિએ નથી લખાયા પણ કેવળ લોકસંગ્રહની દૃષ્ટિએ લખાયા છે, તેથી પુસ્તકાકારે પ્રગટ થવા યોગ્ય છે. તેમાં સમાયેલા વિષયો સત્સંગ ઇચ્છનારને સારુ બહુ ઉપયોગી છે. ભાષા-દૃષ્ટિએ જોતાં પણ તેની ઉપયોગિતા ઓછી નથી, કેમ કે વાલજી દેસાઇની ભાષા તે એની જ છે.

ઉદ્યોગમંદિર,
સાબરમતી,
૧૯૮૬ના પોષ વદ ૩૦.

**મોહનદાસ કરમચંદ ગાંધી**

## વેદાન્તના ચાર વર્ણ

આત્મા એક છે રે હાં, એક ઉદર ને એક જ ખાણ જી,
બહાર આવ્યા પછી ઉત્તમ ને મધ્યમની થઈ રહી છે
ખેંચતાણ—આત્મા૦

બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર જે વર્ણ બાંધ્યા છે ચાર જી,
સોનું તો સર્વ એક છે, એના ઘાટ ઘડ્યા છે અપાર;
—આત્મા૦

મેલો રે મમતા ને ટાળો રે સંશય, પરહરો પાખંડ જી,
શેરડી સર્વે એક છે, એનાં ગોળ સાકર ને ખાંડ;
—આત્મા૦

હાથે હાથીકેરાં હાડકાં ને કહેવાય સુવાસિની નાર જી,
નાવણ ચોકા નિત્ય કરે, એનો જોજો અવળો ન્યાય;
—આત્મા૦

નવસો નવાણુ નદીનાં નીર ચાલ્યાં, નોખાં નોખાં જાય જી,
આદિ સરવાળે સઉ એક છે, એનાં નીર પોંચ્યાં નિર્વાણ;
—આત્મા૦

આચારની સહાયે અવગત, ને મૂળ શોધ્યા વિના ભ્રમ જી,
કહે અખો, આત્મજ્ઞાન વિના તમે કેમ કરી છૂટશો કરમ;
—આત્મા૦

# અનુક્રમણિકા

નોંધ: ૩૦-૩૧ આર્નલ્ડના 'પર્લ્સ ઑફ્ ધી ફેઈથ' અને ૩૨ ફીલ્ડિંગ હૉલના 'ધી સોલ ઑફ એ પીપલ' ઉપરથી લખેલ છે.

# ૧

## ‘ જેને મારી સેવા કરવી હોય તે રોગીની સેવા કરે ’

આર્યપ્રજાના અને કદાચ જગતના સમગ્ર ઇતિહાસમાં બુદ્ધ જેવો બીજો પરાક્રમી પુરુષ એકે થયો નથી એમ કહી શકાય. માણસના જીવનમાં ધર્મ એ ઉત્તમાંગ છે, એટલે ધર્મપ્રચારક માણસનો ઉત્તમ સેવક છે. અને કેવળ આર્ય જ નહિ પણ આર્ય અનાર્ય ( યાહુદી, આરબ ) ધર્મપ્રચારક-માત્રમાં પહેલી પદવી સહજ જ બુદ્ધને મળે છે. બુદ્ધને માનનારાની સંખ્યા આજ મોટામાં મોટી છે, એટલું જ નહિ, પણ બુદ્ધના આ દિગ્વિજયમાં — ધર્મચક્રપ્રવર્તનમાં — ક્યાંય બળાત્કારનો ગંધ નથી. ઈશુ તથા મહમ્મદને નામે લોહીની નદી વહી છે, પણ બુદ્ધને નામે લોહીનો છાંટોય પડ્યો આપણી જાણમાં નથી. ભારતમાતાના આ પરાક્રમિશિરોમણિ સુપુત્ર વિષયે આપણી પ્રચલિત ભાષાઓમાં લગભગ આજ સુધી કાંઈ પણ સાહિત્ય નહોતું, અને આજ પણ નહિ જેવું જ છે, તે કેટલું શોચનીય છે ?

બુદ્ધચરિતનો એક પરમ રમણીય પ્રસંગ વિનયપિટકમાં આવે છે, તે આપણામાં અપરિચિત હોવાથી નીચે મૂળ પાલી સાથે આપ્યો છે. પાલી વેદના મહાસંસ્કૃત કરતાં અવશ્ય નવીન છે, પણ એના જેટલી જ પવિત્ર છે. પાલી માણસમાત્ર ભણી શકે, વેદાભ્યાસજડતાનો અધિકાર દ્વિજોને જ સ્વાધીન ગણાય છે; એટલી કદાચ પાલી મહાસંસ્કૃત કરતાં વિશેષ પવિત્ર છે. નીચલા પ્રસંગને ટપે તો શું, પણ એને લગે એવુંયે મહાસંસ્કૃતમાં કાંઈ હોય તો કોણ જાણે:

तेन खो पन समयेन अञ्ञतरस्स भिक्खुनो कुच्छिविकाराबाधो होति सो सके मुत्तकरीसे पलिपन्नो सेति। अथ खो भगवा आयस्मता आनन्देन पच्छासमणेन सेनासनचारिकं आहिण्डन्तो येन तस्स भिक्खुनो विहारो तेन उपसङ्कमि । अदस्स खो भगवा तं भिक्खुं सके मुत्तकरीसे पलिपन्नं सयमानं दिस्वान येन सो भिक्खु तेन उपसङ्कमि उपसङ्कमित्वा तं भिक्खुं एतदवोच। किं ते भिक्खु आबाधो ति । कुच्छिविकारो मे भगवा ति । अत्थि पन ते भिक्खु उपट्ठाको ति । नत्थि भगवा ति । किस्स तं भिक्खु न उपट्ठेन्तीति । अहं खो भन्ते भिक्खुनं अकारको तेन मं भिक्खू न उपट्ठेन्तीति ।

अथ खो भगवा आयस्मन्तं आनन्दं आमन्तेसि। गच्छानन्द उदकं आहर इमं भिक्खुं नहापेस्सामा ति । एवं भन्ते ति खो आयस्मा आनन्दो भगवतो पटिसुणित्वा उदकं आहरित्वा भगवा उदकं आसिञ्चि आयस्मा आनन्दो परिधोवि । भगवा सीसतो अग्गहेसि आनन्दो पादतो उच्चारेत्वा मञ्चके निपातेसुं ।

अथ खो भगवा एतस्मिं निदाने एतस्मिं पकरणे भिक्खुसङ्घं सन्निपातापेत्वा भिक्खू पटिपुच्छि । अत्थि भिक्खवे अमुकस्मिं

विहारे भिक्खु गिलानो ति। अत्थि भगवा ति। किं तस्स भिक्खवे भिक्खुनो आबाधो ति। तस्स भन्ते आयस्मतो कुच्छिविकाराबाधो ति। अत्थि पन भिक्खवे तस्स भिक्खुनो उपट्ठाको ति। नत्थि भगवा ति। किस्स तं भिक्खू न उपट्ठेन्तीति। एसो भन्ते भिक्खु भिक्खूनां अकारको तेन तं भिक्खू न उपट्ठेन्तीति। नत्थि ते भिक्खवे माता नत्थि पिता ये ते उपट्ठहेय्युं। तुम्हे चे भिक्खवे अञ्ञमञ्ञं न उपट्ठहिस्सथ अथ को चरहि उपट्ठहिस्सति। **यो भिक्खवे मं उपट्ठहेय्य सो गिलानं उपट्ठहेय्य।**

પણ તે સમયે એક ભિક્ષુ(સાધુ)ને પેટનો વિકાર હતો, અને તે પોતાના મળમૂત્રથી ખરડાયેલો પડ્યો હતો. હવે ભગવાન બુદ્ધ આયુષ્માન્ આનન્દ સાથે ફરતા ફરતા તે ભિક્ષુના વિહાર આગળ આવ્યા, અને એની દયાજનક સ્થિતિ જોઈને એને પૂછ્યું, 'હે ભિક્ષુ, તને શું જણાય છે?'

'ભગવન્, મને પેટનો રોગ છે.'

'પણ તારે પરિચારક છે કે?'

'નથી, ભગવન્.'

'તારી શુશ્રૂષા કોઈ કેમ નથી કરતું?'

'ભગવન્, હું ભિક્ષુઓને અકારો (નકામો) છું એટલે મારી શુશ્રૂષા કોઈ નથી કરતું.'

હવે ભગવાને આયુષ્માન્ આનન્દને કહ્યું, 'જા, આનન્દ, પાણી આણ, એટલે આ ભિક્ષુને નવરાવીએ.' આનન્દે પાણી આણ્યું, એટલે ભગવાને પાણી રેડ્યું અને આનન્દે ભિક્ષુનું શરીર ધોયું. ભગવાને માથેથી ભિક્ષુને ઝાલ્યો, આનન્દે પગથી ઉપાડ્યો, અને એને માંચા ઉપર સુવરાવ્યો.

× × ×

હવે ભગવાને આ પ્રકરણને ઉદ્દેશીને ભિક્ષુસમાજને ભેળો કરી ભિક્ષુઓ સાથે પ્રશ્નોત્તરી કરીઃ

'ભિક્ષુઓ, અમુક વિહારમાં માંદો ભિક્ષુ છે કે?'

'છે, ભગવન્.'

'ભિક્ષુઓ, એ ભિક્ષુને શેની પીડા છે?'

'ભગવન્, એ આયુષ્માનને પેટનો વ્યાધિ છે.'

'પણ ભિક્ષુઓ, એને સંભાળનાર કોઈ છે કે?'

'નથી, ભગવન્.'

'કેમ કોઈ એની ભાળ કાઢતું નથી?'

'ભગવન્, આ ભિક્ષુ બીજા ભિક્ષુઓને અકારો છે, એટલે કોઈ એની સંભાળ લેતું નથી.'

'ભિક્ષુઓ, તમારે માતા નથી, પિતા નથી, જે તમારી સેવા કરે. ભિક્ષુઓ, જો તમે એક બીજાની સેવા નહિ કરો, તો કોણ તમારી સેવા કરવાનું હતું? **ભિક્ષુઓ, જેને મારી સેવા કરવી હોય તે રોગીની સેવા કરે.**'

## २

## સાચી સેવાપૂજા

अहं सर्वेषु भूतेषु भूतात्मावस्थितः सदा ।
तमवज्ञाय मां मर्त्यः कुरुतेऽर्चाविडम्बनम् ॥ ३–२९–२१ ॥

હું પ્રાણીમાત્રમાં એના આત્મારૂપે સદા વસું છું, તેની અવજ્ઞા કરીને માણસ પૂજા કરે તે પૂજા નહિ પણ પૂજાની વિડમ્બનામાત્ર છે.

[માણસ ભૂખે મરે છે, ગાય આદિ જીવોની હત્યા થાય છે એ સ્થિતિમાં ભગવાનની મૂર્તિનાં 'દર્શન' કરવામાં, એની આગળ 'ભોગ' ધરવામાં તથા અન્નકૂટ ખડકવામાં કેવળ ભગવાનની ઠેકડી થાય છે.]

यो मां सर्वेषु भूतेषु सन्तमात्मानमीश्वरम् ।
हित्वार्चां भजते मौढ्याद्भस्मन्येव जुहोति सः ॥ २२ ॥

સર્વ પ્રાણીમાં રહેલા મને છોડીને જે મૂર્તિને પૂજે છે તે મૂઢ માણસ ભસ્મમાં જ હોમ કરે છે.

द्विषतः परकाये मां मानिनो भिन्नदर्शिनः ।
भूतेषु बद्धवैरस्य न मनः शान्तिमृच्छति ॥ २३ ॥

બીજાના શરીરમાં રહેલો જે હું તેનો જે માણસ દ્વેષ કરે, અભિમાન ધરે, ભેદભાવ રાખે, પ્રાણીઓ સાથે વેર બાંધે તેનું ચિત્ત શાન્તિ પામતું નથી.

अहमुच्चावचैर्द्रव्यैः क्रिययोत्पन्नयानघे ।
नैव तुष्येऽर्चितोऽर्चायां भूतग्रामावमानिनः ॥ २४ ॥

માણસ ભાતભાતના પદાર્થો એકત્ર કરીને ભલે મને પૂજે, પણ જો તે પ્રાણીઓની અવજ્ઞા કરે તો હું તેના ઉપર તૂઠતો નથી.

अथ मां सर्वभूतेषु भूतात्मानं कृतालयम् ।
अर्हयेद्दानमानाभ्यां मैत्र्याऽभिन्नेन चक्षुषा ॥ २७ ॥

સર્વ પ્રાણીઓનાં શરીરને મન્દિર ગણીને, તેમાં રહેલા મને દાન કરવું, માન આપવું, મિત્ર ગણવો ને સમદૃષ્ટિએ જોવો.

(શ્રીમદ્‌ભાગવતપુરાણમાં ભગવદ્વાક્ય)

## ૩

## ખરો સ્નેહ

ભગવાન બુદ્ધને પોતાના મૃત્યુમહોત્સવનો દિવસ સૂઝી ગયો, એટલે એણે શિષ્યસમાજને ચેતવી દીધો, કે 'આજથી ચાર માસે મારું પરિનિર્વાણ છે.' એટલે ત્રાસ પામેલા સાતસેં સામાન્ય ભિક્ષુઓ જ્યાં બુદ્ધ જાય ત્યાં એના ભેગા અને ભેગા એમ પરિવારરૂપે વિચરવા મંડ્યા, તે એક ક્ષણેય એનાથી અળગા થાય નહિ, અને ટોળે મળીને એક બીજાના કાનમાં કહે, 'આયુષ્મન્, હવે આપણે કેમ કરીશું?' બાળક હતા એને અશ્રુધારા ચાલી, પંડિતો ધર્માચરણમાં વિશેષ સાવધાન અને જાગ્રત બન્યા.

હવે ધર્મારામ નામે એક ભિક્ષુ હતો એણે વિચાર્યું: 'ગુરુદેવ તો ચાર માસે દેહ છોડશે, અને હું હજી રાગદ્વેષથી મુક્ત નથી. એટલે ભગવાન હજી મર્ત્યલોકમાં બિરાજે છે ત્યાં જ હું ઉગ્ર સાધના કરીને અર્હન્ત(જીવન્મુક્ત)ની અલૌકિક પદવી પ્રાપ્ત કરું.' એમ કરીને એ તો બીજા ભિક્ષુઓ હારે ભમવાનું તથા ફડાકા મારવાનું છોડીને બુદ્ધે ઉપદેશેલા ધર્મના ચિન્તન તથા અનુસરણમાં લીન થઈ ગયો. કોઈ 'કેમ

આયુષ્મન્' કરીને બોલાવે તોય સામો બોલ આપે નહિ. કોઈ પૂછે, 'આયુષ્મન્ ધર્મારામ, આમ કેમ કરો છો?' તો જાણે સાંભળતો જ નથી.

બીજા ભિક્ષુઓએ કથાપ્રસંગમાં બુદ્ધને ધર્મારામના સમાચાર આપ્યા, ને અન્તે કહ્યું, 'ભગવન્, ધર્મારામ થેર (સ્થવિર)ને આપના ઉપર લેશમાત્ર સ્નેહ નથી.'

બુદ્ધે ધર્મારામને બોલાવીને પૂછ્યું, 'તું આમ કરછ એ સાચું છે કે?'

'સાચું છે, ભગવન્.'

'એનું કારણ?'

ધર્મારામે પોતાનો સંકલ્પ બુદ્ધને જણાવ્યો.

બુદ્ધે કહ્યું, 'ભલે, ધર્મારામ, ભલે. ધન્ય છે તારી જનેતાને. ભિક્ષુઓ, જેને મારા ઉપર સ્નેહ છે તે ધર્મારામ જેવો બનવા પ્રયત્ન કરે. સ્નેહ હો તો ધર્મારામના જેવો જ હોજો. માણસ મોતીની માળા કે પુષ્પહાર પહેરાવે, અમૂલ્ય સુગન્ધથી નવરાવે, સાષ્ટાંગદંડવત્પ્રણામ કે ચરણસ્પર્શ કરે.—આ પૂજા તે પૂજા નથી. પણ માણસ પોતાનો ધર્મ સમજે ને પાળે, પાપના પડછાયાથી ડરતો ચાલે એ જ સાચું માન, પરમ સત્કાર અને અપૂર્વ પૂજા છે.'

## ૪

## 'ધર્મનું દર્શન તે મારું દર્શન છે'

એક સમયે ભગવાન બુદ્ધ રાજગૃહ વેણુવન કલન્દકનિવાપમાં વિહરતા હતા.

એવામાં આયુષ્માન્ વક્કલિ કુંભારને ઘેર રોગશય્યા ઉપર પડ્યા હતા. એણે કોઈ સાથે ગુરુને સંદેશો કહાવ્યો, કે 'હું બહુ માંદો છું, તે ભગવાન મારા ઉપર દયા કરીને સહજ મારી પાસે આવી જાય.'

એટલે બુદ્ધ વક્કલિ પાસે આવ્યા.

દૂરથી ભગવાનને આવતા જોઈને વક્કલિએ ખાટલા ઉપર બેઠા થવાનો પ્રયત્ન કર્યો.

બુદ્ધે કહ્યું,

'બસ વક્કલિ, બેઠો થઈશ મા, સૂતો રહે. આ આસન તૈયાર છે, ત્યાં હું બેસીશ.'

એમ કરીને બેઠા પછી બુદ્ધે કહ્યું,

'વક્કલિ, વેદના ખમાય તો છે ને? પીડા સાંસતી છે ને, વધતી તો નથી ને?'

'ના, ભગવન્. વેદના મેં નથી ખમાતી. પીડા આકરી થાય છે, વધે છે, ઘટતી નથી.'

'વક્કલિ, તારા મનમાં કાંઈ શંકા કે પસ્તાવો છે કે?'

'ભગવન્, બહુ શંકા ને બહુ પસ્તાવો છે.'

'વક્કલિ, શીલવિષયે આત્મા તને ડંખતો તો નથી ને?'

'ના, ભગવન્, આત્મા શીલવિષયે મને નથી ડંખતો.'

'વક્કલિ, જો આત્મા શીલ પરત્વે તને ડંખતો નથી, તો પછી શંકા કેવી, પસ્તાવો કેવો?'

'બહુ દિવસથી, ભગવન્, આપનાં દર્શન કરવાની ઉત્કંઠા હતી, પણ મારા શરીરમાં એટલી શક્તિ રહી નથી, જેથી કરીને હું આપ પાસે આવી શકું.'

'રાખ, વક્કલિ. આ દુર્ગન્ધમાત્રના ધામરૂપ કાયા જોઈને શું કરવું હોય? વક્કલિ, જે ધર્મને જુએ છે તે મને જુએ છે. જે મને જુએ છે તે ધર્મને જુએ છે.'

## ૫

# સુલોચનાનાં લોચનદાન

ભિક્ષુણી શુભા રાજગૃહમાં જીવકના આમ્રવનમાં જતી હતી ત્યાં એક ધૂર્તે એને રોકી. શુભા કહે, 'વીરા, મેં તારો શું અપરાધ કર્યો છે, જેથી તું મારો માર્ગ રોકીને ઊભો છો? અમારે બ્રહ્મચારિણીઓને પુરુષનો સ્પર્શ ન કલ્પે.'

ધૂર્ત: 'તારા જેવી બાલિકાને બ્રહ્મચર્ય શું? તારાં ભગવાં વસ્ત્ર ફગવી દે, એટલે આ પુષ્પિત વનમાં આપણે વિહાર કરીએ. વસન્ત ઋતુનો મંગળ આરંભ થયો છે. પુષ્પધારી ઝાડ બધે માધુર્યનું લાણું કરે છે, અને પવનથી પ્રેરાઈને સૂસવે છે. વનમાં એકલી અવગાહન કરીશ એમાં તને શું સુખ? ક્રૂર સાવજ, મદોન્મત્ત હાથી આદિ દુષ્ટ પશુઓથી સેવાયેલા નિર્જન તથા ભયંકર મહાવનમાં કોઈ સહાય વિના જવાનું તને કેમ મન થાય છે? હે અનુપમા, તું તો સુવર્ણની પ્રતિમા જેવી અથવા નન્દનવનની અપ્સરા જેવી છે. કાશીનાં સૂક્ષ્મ આછાં આછાં વસ્ત્ર જ તને તો શોભે. આપણે વનમાં વિહાર કરીએ, હું તને બધી વાતે વશ થઈને વર્તીશ. હે કિન્નરીમંદલોચની, તારાથી કોઈ મને પ્રિય નથી. મારું કહ્યું માન, અને ઘર કરીને સુખી થા. તારે વસવા મહેલ હશે, તારી સેવા કરવા દાસીઓનું જૂથ હશે. કાશીનાં સૂક્ષ્મ વસ્ત્ર તું પહેર, માળા ધારણ કર, સુગન્ધનો લેપ કર. સોનાનાં તથા હીરામોતીનાં વિવિધ આભરણો તને ઘડાવી દઈશ. ચન્દનના છત્રીપલંગ ઉપર ત્રણ મણની તળાઈ નાખીને તારે આરામ કરવાનો હશે. આમ ને આમ તારી સુકુમાર દેહલતા કરમાઈ જાય એમાં શું સાર?'

શુભાઃ 'હે ભાઈ, આ શરીર માંસરુધિરાદિથી ભરેલું છે, અન્તે શ્મશાનગામી છે, ક્ષણભંગુર છે, એમાં એવું તે શું દીઠું, કે જેથી તું આમ ભાન ભૂલીને યદ્વાતદ્વા લવારી કરે છે?'

ધૂર્તઃ 'તારી આંખ હરણના જેવી છે, કિન્નરી જેવી છે, તે જોઈને હું ગાંડાતૂર થઈ જાઉં છું. તારી આંખથી કાંઈ મને વિશેષ પ્રિય નથી.'

શુભાઃ अपथेन पयातुमिच्छसि चन्दं कीलानकं गवेससि ।
मेरुं लङ्घेतुमिच्छसि यो त्वं बुद्धसुतं मग्गयसि ॥

'હે ભાઈ, આ તું ઊંધે માર્ગે ચડ્યો. આકાશના ચન્દ્રનું રમકડું કરવું છે, મેરુપર્વત ઓળંઘવો છે, એવી તારી વાત છે. બુદ્ધની દીકરીને છંછેડવી તે સૂતી સિંહણને જગાડવા જેવું છે. આ આંખ શું વસ્તુ છે? ઝાડની બખોલમાં જાણે દડો મૂકયો હોય ને એમાં વચ્ચે પરપોટો હોય, ખારાં આંસુ હોય. લે આ તારી આંખ.' એમ કહેતીકને શુભાએ અનાસક્તિપૂર્વક રુવાડુંય ફરકવા દીધા વિના પોતાની આંખ કાઢીને ધૂર્તના હાથમાં મૂકી.

ધૂર્તનો તો જીવ જ ઊડી ગયો, ને એ શુભાને પગે પડીને બોલ્યો, 'બહેન, મને ક્ષમા કર. જેમ તેમ કરીને તારી આંખ સાજી કર. ફરીને આવું કોઈ દિવસ નહિ કરું.'

सोत्थी सिया ब्रह्मचारिणि न पुनो एदिसकं भविस्सति ॥

ચર્મચક્ષુ જઈને જેને દિવ્યચક્ષુ આવે એને ચર્મચક્ષુની ખોટ શેની લાગે? અને કદાચિત્ લાગે તો એને ચર્મચક્ષુ પાછું આપવા બુદ્ધની એક કૃપાદૃષ્ટિ સમર્થ હતી.

## ૬
## કરવતની ઉપમા

બુદ્ધે કહ્યું,

"ભિક્ષુઓ, સામો માણસ તમને કાંઈક કહે તેમાં પાંચ કોટિ છેઃ ૧. કાળે કહે અથવા અકાળે, ૨. સાચું કહે અથવા ખોટું, ૩. કોમળ વાણી કહે અથવા કઠોર, ૪. કામનું કહે અથવા નકામું, ૫. મિત્રભાવે કહે અથવા દ્વેષપૂર્વક. આમાંથી કોઈ પણ રીતે સામો માણસ બોલે, તોપણ તમારું ચિત્ત વકરે નહિ, તમારી જીભ કુવાક્ય ઉચ્ચારે નહિ, અને તમે દ્વેષરહિત પ્રાણીમાત્રના અનુકંપાવાન્ હિતેચ્છુ મિત્ર થઈને વિચરો, સામા માણસને તમારા પ્રેમથી નવરાવી મૂકો, અને તેનાથી આરંભીને આખા જગતને વૈરમુક્ત તથા અભયદાતા એવા તમારા વિપુલ, અપ્રમાણ (અનન્ત) પ્રેમના પાશથી બાંધી લો,—આ તમારે શીખવાનું છે.

"એ કેના જેવું છે, કે કોઈ પુરુષ કોદાળી અને સૂંડલી લઈને આવે અને કહે, કે 'હું આ મહાપૃથ્વીને અપૃથ્વી

કરીશ.' એમ કહીને જ્યાંત્યાં ખોદે, માટી જ્યાંત્યાં નાખે, ને ધારે કે પૃથ્વીનો નાશ થતો જાય છે. પણ એમ પૃથ્વી નાશે ખરી કે?"

ભિક્ષુઓ: "ના, ભગવન્, કારણ આ પૃથ્વી ગંભીર અને અપ્રમેય છે. માણસ ખોદી ખોદીને થાકે, કાઈ જાય, પણ પૃથ્વી અપૃથ્વી ન થાય."

બુદ્ધ: "એ જ પ્રમાણે ભિક્ષુઓ, સામો માણસ ગમે તેમ બોલેચાલે, તોપણ તમારે પૃથ્વી જેટલી ક્ષમા રાખવી, પૃથ્વી જેમ સર્વસહા છે તેમ તમારે સર્વ આઘાત સહન કરવા. એટલે એનું તમારા ઉપર કાંઈ ચાલશે નહિ.

"વળી એ કેના જેવું છે, કે કોઈ પુરુષ લાખ કે હળદર કે ગળી કે મજીઠ લઈને આવે, અને કહે, કે 'હું આકાશ ઉપર ચિત્ર આળેખીશ.' પણ તે આકાશને ચીતરી શકે ખરો કે?"

ભિક્ષુઓ: "ના, ભગવન્, કારણ માણસ થાકે પણ આકાશ ઉપર ચિત્ર ચિતરવું સુલભ નથી."

બુદ્ધ: "એ જ પ્રમાણે ભિક્ષુઓ, સામો માણસ ગમે તે કરે, તોપણ તમારે આકાશ જેવું શત્રુમિત્ર બધાય સમાઈ જાય એવું વિશાળ હૃદય રાખવું, એટલે તમે જીત્યા જ છો.

"વળી એ કેના જેવું છે, કે કોઈ પુરુષ સળગતું તણખલું લઈને આવે અને કહે, કે 'હું આ સળગતા તણખલાથી ગંગા નદીને આગ લગાડીશ ને બાળી મૂકીશ.' પણ તે ગંગાને દઝાડી શકે ખરો કે?"

ભિક્ષુઓ: "ના, ભગવન્, કારણ માણસ કાઈ જાય પણ સાગરગંભીર ગંગાનદીને તો ઊની આંચેય ન આવે."

બુદ્ધ: "એ જ પ્રમાણે ભિક્ષુઓ, સામો માણસ ગમે તે કરે, પણ તમારે ગંગા જેવા ગંભીર બની મોટું પેટ રાખી ઘૂંટડા પી જવા. પછી સામા માણસનું શું દેન છે, કે તમારો વાળેય વાંકો કરે?

"એવડા હાથાવાળા કરવતે કરીને, ભિક્ષુઓ, ચોરો તમારાં અંગેઅંગ કાપે, છતાં પણ જો તમારા મનમાં રોષ આવે તો તમે મારા શિષ્ય નહિ. એવે પ્રસંગે પણ તમને પીડનાર ઉપર પ્રેમ રાખતાં તમારે શીખવાનું છે. આ કરવતનું દૃષ્ટાન્ત તમે વારંવાર વિચારજો, એમાં તમારું સનાતન હિત તથા સુખ છે."

## ૭

## મૃત્યુંજયી ક્ષમા

પ્રાચીન સમયમાં કલાબુ નામે રાજા વારાણસી નગરીમાં રાજ્ય કરતો હતો, એવામાં એક કોટિધ્વજ બ્રાહ્મણને ઘેર પુત્ર જન્મ્યો, તેનું કુંડકકુમાર નામ પાડ્યું. મોટો થયો એટલે કુંડકકુમાર તક્ષશિલાના વિદ્યાપીઠમાં શાસ્ત્રમાત્રમાં પારગામી થયો, અને ઘેર આવ્યો. માતાપિતા પાછાં થયા પછી ધનરાશિ જોઈને એણે વિચાર્યું: 'આ ધન વડીલ કમાયા અને અહીં મૂકીને જ ચાલતા થયા. મારે પણ એ ધનને એમ જ મૂકીને બળાત્કારે ચાલતા થવું પડે તે પહેલાં જ સ્વેચ્છાએ એનો ત્યાગ કરવો ઉત્તમ છે.' આમ ધારીને એણે સુપાત્રે દાન કરીને ધનનું વિસર્જન કર્યું, અને હિમાલયમાં પ્રવેશ કરીને પ્રવ્રજ્યા લીધી. હિમાલયમાં બહુ દિવસ સાધના કરીને તે ક્રમે ક્રમે વારાણસી આવ્યા અને રાજાના ઉદ્યાનમાં ઊતર્યા.

હવે એક દિવસે કલાબુરાજા સુરાપાન કરી મદોન્મત્ત થઈ ઘેરો એક કંચનીઓને લઈને એ જ ઉદ્યાનમાં આવ્યો,

અને મંગલશિલાપટ્ટ ઉપર સેજ પથરાવી સૂતો. કંચનીઓનું સંગીત ચાલ્યું, ને રાજાને નિદ્રા આવી ગઈ. એટલે કંચનીઓએ ગાયન બંધ કર્યું અને ઉદ્યાનમાં ફરવા માંડ્યું. ફરતાં ફરતાં સાધુને જોઈને એક બોલી, 'અહીં આવો. આ શાલવૃક્ષના મૂળ આગળ સાધુ બેઠા છે. રાજા જાગે ત્યાં લગી એની પાસે બેસીએ અને ધર્મનાં બેક વેણ સાંભળીએ.' એટલે આખો સમાજ ત્યાં આવ્યો ને સાધુને વન્દના કરીને એને ઘેરીને બેઠો; 'અમારા જોગ બે અક્ષર કહો,' એમ સાધુને વીનવ્યા. સાધુએ થોડીક ધર્મકથા કરી.

રાજાની માનીતી કંચનીએ રાજાને જગાડ્યો. રાજા જાગીને જુએ છે તો કંચનીઓ ન મળે. રાજાએ પૂછ્યું, 'ક્યાં ગઈ સૌ?' 'મહારાજ, એ તો જઈને એક તાપસને ઘેરીને બેઠી છે.' રાજા કોપાયમાન થયો, અને તલવાર ખેંચીને 'એ બગભગતને આ ઘડીએ પાધરો કરું' એમ કહેતો વાજોવાજ ચાલી નીકળ્યો. કંચનીઓએ રાજાને શાન્ત કર્યો ને એના હાથમાંથી તલવાર લઈ લીધી.

રાજા સાધુ આગળ ઊભો અને બોલ્યો, 'હે શ્રમણ, તું કયો સિદ્ધાન્ત માને છે?'

'મહારાજ, હું ક્ષમાવાદી છું.'

'આ ક્ષમા તે શું વળી?'

'લોકો આપણને અપશબ્દ કહે, માર મારે, નિન્દે તોય એના ઉપર રોષ ન કરવો, સઘળું ખમી લેવું, એનું નામ તે ક્ષમા.'

'હવે તારી ક્ષમાનું પારખું કરી જોઈએ,' એમ કહીને રાજાએ ચોરઘાતકને તેડાવ્યો.

ખાંધે પરશુ (કુહાડો) ને હાથમાં કાંટાવાળો કોરડો રહી ગયો છે, પીળું વસ્ત્ર પહેર્યું છે, રાતી માળા ધારણ કરી છે એવો ઘાતક આવ્યો, રાજાને નમ્યો ને બોલ્યો, 'શી આજ્ઞા છે, મહારાજ?'

'આ દુષ્ટ સાધુને ઢરડીને લઈ જા, ને એને ભોંઠો પાડી કાંટાવાળો કોરડો લઈ, આગળ, પાછળ અને બેય પડખે, એમ ચારે કોર બે સહસ્ર પ્રહાર મારજે.'

ઘાતકે રાજાની આજ્ઞાનો અમલ કર્યો. સાધુની ચામડી તથા માંસ ચિરાઈ ગયાં, લોહીનું પતિતપાવન ઝરણું વહવા મંડ્યું.

ફરીને રાજાએ પ્રશ્ન કર્યો, 'હે ભિક્ષુ, તારું શાસ્ત્ર કયું?'

'મહારાજ, ક્ષમા જ મારું શાસ્ત્ર છે. તું જાણે, જે મારી ચામડીમાં જ ક્ષમા વસે છે, પણ એમ નથી. એ દેવીની પ્રતિષ્ઠા તો, જ્યાં તું એને દેખવાય ન પામે એવે સ્થળે, મારા અંતરના અંતરમાં થયેલી છે.'

ઘાતકે પુનઃ પૂછ્યું, 'શું હુકમ છે, મહારાજ?'

રાજા કહે, 'આ જોગટાના બેય હાથ છેદી નાખ.'

ઘાતકે પરશુએ કરીને સાધુના હાથ કાપી નાખ્યા.

પછી રાજા બોલ્યો, 'હવે એના પગ કાપ,' એટલે ઘાતકે પગ કાપ્યા. હાથપગના મૂળમાંથી રક્તધારા ચાલી.

વળી રાજાએ પૂછ્યું, 'હે સાધુ, તું શું-વાદી છે?'

સાધુએ ઉત્તર વાળ્યું, 'મહારાજ, હું ક્ષમાવાદી છું. તારા મનમાં એમ છે, જે આ સાધુના હાથપગના મૂળ આગળ ક્ષમા રહે છે, પણ એમ નથી. મારી ક્ષમા તો ઘેરગંભીર હૃદયના અંતરમાં બિરાજે છે.'

રાજા કહે, 'આનાં કાનનાક કાપી નાખો.' ઘાતકે એમ કર્યું, એટલે આખું શરીર લોહીલોહાણ થઈ ગયું.

પાછો રાજા પૂછે છે, 'તારો ધર્મ કયો?'

સાધુ કહે, 'ક્ષમા મારો ધર્મ છે. તું ધારતો હઈશ કે કાનનાકની કોટિએ ક્ષમા રહી છે, પણ એ તો ક્યાંય ઊંડે ઊંડે સુરક્ષિત છે. તારા હાથમાં એ નહિ આવે.'

રાજા કહે, 'હે નીચ બાવા, તું ચત્તો સૂઈ જા ને તારા ક્ષમાધર્મનો પરિચય દે.' એમ કહી સાધુના હૃદય ઉપર પાટુ મારીને ચાલતો થયો.

રાજાના સેનાપતિના આગ્રહથી સાધુ રાજાના ઉદ્યાનમાં રહ્યા હતા. એ સેનાપતિએ સાધુના શરીર ઉપરથી લોહી લૂછી નાખ્યું, હાથપગ કાનનાકની કોટિએ પાટા બાંધ્યા, અને પ્રણામ કરીને કહ્યું, 'ભગવન્, ક્રોધ કરવો હોય તો અપરાધી રાજા ઉપર કરજો: કાશીરાષ્ટ્ર ઉપર કરશો મા.'

સાધુએ મૃત્યુમહોત્સવની પૂર્ણાહુતિ કરતાં આશીર્વાદ દીધો:

यो मे हत्थे च पादे च कण्णनासं च छेदयि ।
चिरं जीवतु सो राजा नहि कुज्झन्ति मादिसा ॥

'જેણે મારા હાથપગ નાકકાન છેદી નાખ્યાં તે રાજા ઘણું જીવો. ક્રોધ કરવો એ મારા જેવાને ન છાજે.'

---

धीरेण वि मरिअव्वं काउरिसेण वि अवस्स मरिअव्वं ।
तम्हा अवस्समरणे वरं खु धीरत्तणे मरणं ॥

ધીરાને મરવું છે, કાયરનેયે અવશ્ય મરવું છે,
મરવું અવશ્ય છે તો, ધીરપણે મરવું જ છે સારું.

## ૮

# આત્મનિવેદન

માહિષ્મકરાષ્ટ્રમાં સકુળનગરમાં સકુળ નામે ધર્મી રાજા રાજ્ય કરતો હતો. તે નગરને પડખે જ એક વાઘરી પાશથી પક્ષીઓને પકડી નગરમાં વેચીને આજીવિકા ચલાવતો. નગર પાસે જ બાર યોજન ઘેરાવાવાળું માનસ નામે કમળસરોવર હતું. તેમાં પાંચ વર્ણનાં કમળ ઊગતાં. ત્યાં જાતજાતનાં પક્ષીઓનાં ટોળાં આવતાં, એટલે વાઘરી જાળ ત્યાં જ નાખતો. તે સમયે છન્નુ સરસ હંસના પરિવારવાળો હંસરાજા ચિત્રકૂટ પર્વત ઉપર સુવર્ણગુહામાં વસતો હતો. હવે એક દિવસે તે માંહ્યલા કેટલાક સુવર્ણહંસોએ માનસસરોવરે આવી, ત્યાં વિશાળ ગોચરે સ્વેચ્છાએ ચરી, ચિત્રકૂટ પાછા જઈને હંસરાજને કહ્યું, 'મહારાજ, માનસસરોવરમાં ચરણ બહુ સારું છે, ત્યાં આપણે ચરવા જઈએ.'

'માણસનો સમાગમ પરિણામે હિતકારી નથી, એટલે ત્યાં જવાનું મને રુચતું નથી,' રાજાએ કહ્યું. 'છતાં તમને બહુ મન હોય તો એકવાર એ રસ પણ ચાંખી આવીએ.' એમ કરીને હંસરાજે પરિવારસહિત સરોવર પ્રત્યે પ્રયાણ કર્યું.

હવે જેવો હંસરાજ આકાશથી સરોવર આગળ ઊતરે છે, એવો જ એનો પગ જાળમાં આવી ગયો. પગ ખેંચવાનું કર્યું, પણ એમ તો પગની ચામડી કપાઈ ગઈ, લોહી નીકળ્યું, પીડા થઈ, પણ પગ ન નીકળ્યો.

હંસરાજે વિચાર્યું, 'આ ઘડીએ જ જો રાડ પાડીશ તો આ બધો સમાજ ભયભીત થઈ ચારો ચર્યા વિના ભૂખે પેટે ભાગશે અને અશક્તિને લીધે સરોવરમાં પડી જાશે.' એટલે એણે મૂંગે મોઢે વેદના સહન કરી, અને બધા ચરી ધરાયા એટલે પછી મોટે સાદે પોતે બંધાઈ ગયાની રાડ નાખી. તે સાંભળીને મરણભયના માર્યા હંસો ચિત્રકૂટ ભાગ્યા.

બધા ભાગ્યા, પણ હંસોનો સેનાપતિ સુમુખ ન ભાગ્યો. 'મહારાજને માથે તો કાંઈ આપદા નથી આવી?' એમ તર્કવિતર્ક કરતો તે હંસરાજને ગોતવા મંડ્યો અને જોયું તો તે ફાંસામાં બંધાયેલ છે, લોહીલોહાણ થઈ ગયા છે, વેદના ભોગવે છે, અને કાદવમાં ચત્તા પડ્યા છે.

હંસરાજને સુમુખે કહ્યું, 'મહારાજ, બીશો મા, હું મારો જીવ દઈ ને પણ તમને પાશથી મુકાવીશ.' એમ કહીને તે નીચે ઊતર્યો, રાજાને આશ્વાસન આપવા મંડયો અને કાદવમાં બેસી ગયો.

હંસરાજ કહે,

एते भुत्वा पिवित्वा च पक्कमन्ति विहङ्गमा ।
हरित्तच्च हेमवण्ण कामं सुमुख पक्कम ॥

'ખાઈ પી કરીને આ હંસો ભાગી જાય છે; હે હેમવર્ણા સુમુખ, તું પણ સુખેથી જા.

ओहाय मां आतिगणा एकं पासवसं गतम् ।
अनपेक्खमाना गच्छन्ति किमेको अवहिय्यसि ॥

'પાશમાં પડેલા મને એકલો મૂકીને સગાસંબન્ધી નિશ્ચિન્તપણે જાય છે. તું એકલો કેમ વાંસે રહ્યો છો?

पतेव पततं सेट्ठ नत्थि बद्धे सहायता ।
मा अनीघाय हापेसि कामं सुमुख पक्कम ॥

'હે પક્ષિશ્રેષ્ઠ, ઊડી જા, જાળમાં બંધાયેલાની હારે સગાઈ કેવી? અવસર ચૂક મા, અને જા.'

સુમુખઃ गच्छेवाहं न वा गच्छे न तेन अमरो सियम् ।
मुखितं तं उपासित्वा दुक्खितं तं कथं जहे ॥

'હું જાઉં કે ન જાઉં, પણ અમર રહીશ એવું તો કાંઈ છે જ નહિ. આજે ભાગું, તોપણ યમરાજ મને થોડાક છોડી દેવાના છે? સારા દિવસોમાં તમારી ઉપાસના કરી, તમારું લૂણ ખાધું. હવે દુઃખના દિવસોમાં તમને કેમ મૂકું?

नाहं दुक्खपरेतो पि धतरट्ठ तवं जहे ।
जीवितं मरणं वा मे तया सद्धिं भविस्सति ॥

'ગમે એવું દુઃખ ભોગવું, પણ તમને ન છોડું. જીવવું, મરવું, મારું જે થાય તે તમારી સાથે જ થાય.

मरणं वा तया सद्धिं जीवितं वा तया विना ।
तत्थेव मरणं सेय्यो यञ्चे जीवे तया विना ॥

'તમારી સાથે મરવું, અથવા તમારા વિના જીવવું આ બેમાંથી તમારી સાથે મરી રહેવું મને વધારે પ્રિય તથા સુખકર છે.

नेस धम्मो महाराज यं तं एवंगतं जहे ।
या गति तुय्हं सा मय्हं रुच्चते विहगाधिप ॥

'આવી દશામાં તમારો ત્યાગ કરવો એ ધર્મ નથી. હે પક્ષિરાજ, જે તમારી ગતિ એ જ મારી ગતિ થાય એવી મારી અભિલાષા છે.'

હંસરાજ: का नु पाशेन बद्धस्स गति अञ्ञा महानसा।
सा कथं चेतयानस्स मुत्तस्य तव रुच्चति ॥

'હું જાળમાં પડ્યો છું તે રંધાવા સારુ; મારી બીજી કઈ ગતિ થાય? પણ તું તો છુટ્ટો છો, સમજુ છો, તને એવી ગતિ કેમ ગમે છે?

कं वा त्वं पस्ससे अत्थं मम तुय्हं च पक्खिम।
ञातीनं वावसिट्ठानं उभिन्नं जीवितक्खये ॥

'તું મારી સાથે કદાચિત્ મરીશ એમાં તારો અને મારો શું અર્થ સરશે, અને આપણે બેય મરીએ તેથી હંસમાત્રને શું લાભ?'

સુમુખ: कथं नु पततं सेट्ठ धम्मे अत्थं न बुज्झसि।
धम्मो अपचितो सन्तो अत्थं दासेति पाणिनम् ॥

'મહારાજ, ધર્મથી સ્વતંત્ર અર્થ જેવો કાંઈ પદાર્થ જ નથી, ધર્મ સેવનારને અર્થ તો એની જાણે આવી મળે છે.

सोऽहं धम्मं अपेक्खानो धम्मा चत्थं समुट्ठितम्।
भत्तिं च तयि सम्पस्सं नावकङ्खामि जीवितम् ॥

'ધર્મની મારે અપેક્ષા છે, અને ધર્મથી જ અર્થની ઉત્પત્તિ છે, એટલે તારા ઉપરની મારી ભક્તિને કારણ જીવ દેવો એ તો મારે મન તુચ્છ વાત છે.

अद्धा एसो सतं धम्मो यो मित्तो मित्तमापदे।
नचजे जीवतस्सापि हेतु धम्ममनुस्सरम् ॥

'જીવ બચાવવા સારુ પણ મિત્રનો આપત્તિમાં ત્યાગ ન કરાય એ સજ્જનનો ધર્મ છે.'

હંસરાજ: स्वायं धम्मो च ते चिण्णो भत्ति च विदिता मयि।
कामं करस्सु मय्हेतं गच्छेवानुमतो मया॥

'તેં તારો ધર્મ ઠીક બજાવ્યો, મારા ઉપર તારો સ્નેહ છે તે પણ જાણ્યો. હવે મારું એક કહ્યું કર, અને અહીંથી જા.'

अपि त्वेवं गते काले यं बन्धं ञातिनं मया।
तया तं बुद्धिसम्पन्नमस्य परम संवुतम्॥

'સંભવ છે, કે જતે દિવસે, તું બુદ્ધિશાળી છે એટલે, મારું સ્થાન યથાયોગ્ય પૂરીશ.'

આ ભવ્ય સંવાદ ચાલતો હતો ત્યાં માંદા માણસ પાસે યમરાજ આવે તેમ આ પક્ષીઓ પાસે પારાધિ આવી પહોંચ્યો. જુએ છે તો એક જાળમાં પકડાયેલ છે, અને બીજો છુટ્ટો છે ને પકડાયેલ મિત્રની ચોકી કરે છે. છુટ્ટા હંસને સંબોધીને વાઘરીએ કહ્યું,

यन्नु पासेन महता बद्धो न कुरुते दिशम्।
अथ कस्मा अबद्धो त्वं बली पक्खी न गच्छसि॥

'આ હંસ જાળમાં પડ્યો છે અને ભાગતો નથી એ તો જાણે ઠીક. પણ તું તો છુટ્ટો છે, બળવાન છે, છતાં કેમ ભાગતો નથી?

किं नु तायं दिजो होति मुत्तो बद्धमुपाससि।
ओहाय सकुना यन्ति किमेको अवहीयसि॥

'આ પક્ષી તને શું થાય છે, જેથી બધા પક્ષી ભાગી છૂટ્યા છે છતાં અને છુટ્ટો હોવા છતાં તું ભાગ્યો નથી, અને આ પકડાયેલ પક્ષી પાસે એકલો બેઠો છે?'

સુમુખે ઉત્તર વાળ્યું:

राजा मे सो दिजामित्र सखा पाणसमो च मे ।
नेव नं विजहिस्सामि याव कालस्स पर्ययम् ॥

'હે પક્ષિશત્રુ, આ મારો રાજા છે અને પ્રાણસમાન પ્રિય સખા છે એને હું મરણપર્યન્ત છોડવાનો નથી.'

પછી તો સુમુખે વાઘરી સાથે વાર્તાલાપ માંડ્યો. વાઘરી કહે, તમારા રાજાએ પાશ કેમ નહિ દીઠો હોય? સુમુખ કહે, વિનાશકાળ આવે એટલે પછી માણસને કાંઈ સૂઝે નહિ. આવી આવી વાત કરીને વાઘરીનું હૈયું સુમુખે દ્રવતું કર્યું, અને પછી એને કહ્યું,

अपि नायं तया सद्धिं सम्भासस्स सुखुद्रयो ।
अपि न अनुमञ्ञसि अपि नो जीवितं ददे ॥

'તારી સાથે સંભાષણ થયું એનું તો સારું જ ફળ હોય ને? અમને જીવિતદાન દે અને ઘેર જવા દે.'

સુમુખની મધુર વાણી ઉપર મુગ્ધ થયેલો વાઘરી બોલ્યો,

न चेव मे त्वं बद्धो सि न पि इच्छामि ते वधम् ।
कामं खिप्पं इतो गन्त्वा जीव त्वमनिघो चिरम् ॥

'તું જાળમાં પડ્યો નથી અને તને મારે મારવોય નથી. તું તારે સ્વેચ્છાએ તરત જા અને ઘણું જીવ.'

સુમુખ કહે:

नेवाहमेतमिच्छामि अञ्ञत्रेतस्स जीविता ।
सचे एकेन तुट्ठो सि मुञ्चेतं मं च भक्खय ॥

'આ મારો મિત્ર મરે તો મારે જીવવું નથી. તને એકથી તૃપ્તિ થાય તો તું આને છોડી દે અને મને ખા.

आरोहपरिणाहेन तुल्यस्मा वयसा उभो।
न ते लाभेन जीनत्थि एतेन निमिना तुवम्॥

'લંબાઈ, પહોળાઈ, વય બધી રીતે અમે બેય સરખા છીએ. એને સાટે મને લેવામાં તને ખોટ નથી.

मं पुब्बे बन्ध पासेन पच्छा मुञ्च दिजाधिपम्॥

'પ્રથમ મને પાશે કરીને બાંધ ને પછી હંસરાજને છોડી દે.'

રૂનું પૂમડું તેલમાં જાણે ન નાખ્યું હોય એમ વાઘરીનું હૃદય આ સાંભળીને પીગળ્યું, અને હંસરાજના બંધ છોડતો છોડતો તે બોલ્યો,

न च ते तादिशा मित्ता बहुन्नमिध विज्जति।
यथा त्वं धतरट्ठस्स पाणसाधारणो सखा॥

'તારા જેવા મિત્ર કોકના જ ભાગ્યમાં હશે, જે મિત્રના દુઃખ જેવું દુઃખ ભોગવવા તત્પર હોય.

यो च त्वं सखिनो हेतु पाणं चजितुमिच्छसि।
सो ते सहायं मुञ्चामि होतु राजा तवानुगो।
कामं खिप्पमितो गन्त्वा ञातिमज्झे विरोचथ॥

'તારા મિત્રને અર્થે પ્રાણત્યાગ કરવા પણ તું તૈયાર છે, એટલે તારા મિત્રને હું છોડું છું. હંસરાજ તારી સાથે ભલે તરત જાય. ખાઓ, પીઓ ને રાજ કરો.'

સુમુખે કહ્યું,

एवं लुद्दक नन्दस्सु सह सब्बेहि ञातिभि।
यथाहमज्ज नन्दामि मुत्तं दिस्वा दिजाधिपम्॥

'મારા રાજાને છુટા જોઈને આજ જેમ હું આનંદિત થયો, તેમ હે વાઘરી, તું તારા પરિવારસહિત આનન્દ કર.'

૯

## મદોન્મત્ત હાથીનું વશીકરણ

દેવદત્ત ભગવતી યશોધરાનો ભાઈ અને બુદ્ધ ભગવાનનો પ્રઇનો દીકરો, સાળો તથા શિષ્ય થાય. બુદ્ધને મારીને એની પદવી લેવાની તેની ઇચ્છા હતી, એટલે બુદ્ધના પ્રાણ લેવા તેણે એકત્રીસ ધનુર્ધારી (બુદ્ધને મારવા એક, એ એકને મારવા બે, એ બેને મારવા ચાર એમ સોળ સુધી; ૧+૨+૪ +૮+૧૬ !) મોકલ્યા, પણ બુદ્ધ ઉપર ઘા કરતાં મારાઓનો જીવ ન ચાલ્યો, અને ઊલટા તે એના શિષ્ય થઈ ગયા.

પછી એક દિવસે બુદ્ધ રાજગૃહમાં ગૃધ્રકૂટ પર્વતની છાયામાં ચંક્રમણ કરતા હતા, ત્યાં દેવદત્તે પર્વત ઉપરથી એના ઉપર મોટી શિલા યન્ત્ર જેટલા વેગથી રેડવી. આ ફેરે પણ બુદ્ધ પુણ્યયોગે બચી ગયા. પગમાં વાગ્યું, પાક્યું, વેદના ભોગવી, પણ મગધના મહારાજા અજાતશત્રુનો વૈદ્ય

*જીવક બુદ્ધનો શિષ્ય હતો, એણે શસ્ત્ર કરીને ધારું ફોડયું, દૂષિત લોહી કાઢી નાખ્યું, બગડેલો ભાગ કાપી કાઢ્યો અને ધારા ઉપર ઓસડનો લેપ કર્યો, એટલે સુવાણ થઈ.

દેવદત્તે વિચાર્યું, કે 'માણસનું તો બુદ્ધ આગળ કાંઈ ચાલે એમ જણાતું નથી, પણ અજાતશત્રુ રાજા પાસે નાલાગિરિ નામે પ્રચંડ દુષ્ટ હાથી છે, એને બુદ્ધ, ધર્મ, સંઘ શેનુંય ભાન નથી, એ તેને મારી નાખે ખરો.' આમ વિચારીને એણે આ વાત રાજાને કાને નાખી. અજાતશત્રુ× દેવદત્તની જ શિખવણીથી પોતાના પિતા બિમ્બિસારને મારીને

*જીવક ભારે કુશળ વૈદ્ય હતો. સાકેતના શ્રેષ્ઠીની સ્ત્રીને માથાનો વ્યાધિ સાત વર્ષ થયાં હતો તે એણે તરત મટાડી દીધો. એટલે તે બાઈએ એને ચાર સહસ્ત્ર [તાંબિયા? રૂપિયા? સોનૈયા?] આપ્યા, બાઈના પુત્રે તથા પુત્રવધૂએ ચાર ચાર સહસ્ત્ર આપ્યા અને શેઠે ચાર સહસ્ત્ર અને માથે એક દાસ, એક દાસી તથા એક અશ્વરથ (ઘોડાગાડી) આપ્યાં. આમ એક જ 'કેસ'માં સોળ સહસ્ત્ર, દાસદાસી તથા ઘોડાગાડી, આવી મોટી 'ફી'ની એને પ્રાપ્તિ થઈ હતી.

अथ खो जीवको कोमारभच्चो सेट्ठिभारियाय सत्तवस्सिकं सीसाबाधं एकनेव नत्थुकम्मेन अपकड्ढि । अथ खो सेट्ठिभारिया आरोगा समाना जीवकस्स कोमारभच्चस्स चत्तारि सहस्सानि पादासि पुत्तो माता मे आरोगा ठिता ति चत्तारि सहस्सानि पादासि सुणिसा सस्सू मे आरोगा ठिता ति चत्तारि सहस्सानि पादासि सेट्ठि गहपति भारिया मे आरोगा ठिता ति चत्तारि सहस्सानि पादासि दासं च दासीं अस्सरथं च । महावग्ग ८–१–१३ ।

× त्वं कुमार पितरं हन्त्वा राजा होहि । अहं भगवन्तं बुद्धं हन्त्वा बुद्धो भविस्सामि । चुल्लवग्ग ७–३–४ ।

સિંહાસને બેઠો હતો અને બધી વાતે દેવદત્તનો સમાનધર્મી હતો, એણે કહ્યું, 'ભલે.'

રાજાએ તરત જ હસ્તિશાળાના ઉપરીને બોલાવીને કહ્યું, 'જો ભાઈ, કાલ નાલાગિરિને મસ્ત કરીને સવારના પહોરમાં જે માર્ગે ગૌતમ સાધુ નીકળે ત્યાં છોડી મૂકજે.'

ઉપરી કહે, 'જેવી મહારાજની આજ્ઞા.'

દેવદત્તે પૂછ્યું, 'બીજે દિવસે હાથી કેટલી સુરા (દારૂ) પીએ છે?'

ઉપરી: 'આઠ ઘડા.'

દેવદત્ત: 'તો કાલ સોળ ઘડા પાજો, અને જે શેરીએ ગૌતમ સાધુ જાય ત્યાં આગળ એને છોડજો.'

ઉપરી: 'બહુ સારું.'

× × ×

રાજાએ રાજગૃહમાં ભેરી વગડાવીને સાદ પડાવ્યો, કે 'આવતી કાલે નાલાગિરિને મદ ચડાવીને નગરમાં છોડી મૂકવાનો છે, એટલે નગરવાસીઓએ સર્વ કામ સવારે જ ઉકેલી લેવાં, અને તે પછી માર્ગ ઉપર કોઈએ નીસરવું નહિ.'

દેવદત્તે ઉપરીને સૂચના આપી, એટલાથી એને ધરવ ન થયો, તે તો રાજા આગળથી હસ્તિશાળામાં ગયો. ત્યાં હાથીના ગોવાળોને બધાને ભેળા કર્યા, અને કહ્યું: 'હું કેટલી સત્તા ભોગવું છું તે તમે જાણો છો કે? રાયને રંક અને રંકને રાય કરવા હું સમર્થ છું. એટલે તમારે જશ ખાટવાનું મન હોય, તો કાલ સવારે નાલાગિરિને તીક્ષ્ણ સુરાના સોળ ઘડા પાજો, અને ગૌતમ સાધુની આવ્યાની વેળા થાય એટલે એને અંકુશ મારી મારીને ધખવજો. પછી હસ્તિશાળાને

તોડીને તે ભાગે એટલે જ્યાં ગૌતમ સાધુ નીકળે ત્યાં હાંકી મૂકજો અને એનું કામ કાઢી નાખજો.' ગોવાળો કહે, 'ભલે.'

× × ×

આ સમાચાર આખા નગરમાં વાયુવેગે ફેલાઈ ગયા. બુદ્ધના ઉપાસકો આ સાંભળીને બુદ્ધ પાસે આવ્યા અને કહ્યું, કે 'દેવદત્ત તથા રાજાએ એક થઈને આમ કપટ રચ્યું છે. એટલે કાલ આપે ગોચરી (ભિક્ષા)ને અર્થે નગરમાં ન નીકળવું. અહીં જ રહેવું. આપ તથા બીજા સાધુઓને અમે વિહારમાં જ ભિક્ષા પહોંચાડશું.'

આના ઉત્તરમાં પોતે બહાર નીકળશે કે નહિ તે કાંઈ બુદ્ધે કળવ્યું નહિ, પણ કહ્યું, 'કાલ હું નાલાગિરિને વશ કરીશ, ભિક્ષા અર્થે ફરીશ નહિ અને ભિક્ષુસંઘ સાથે નગરમાંથી નીકળી વેણુવન જઈશ. રાજગૃહવાસીઓ ઘણાં અન્નપાત્ર લઈને ત્યાં આવશે, એટલે આહાર કરશું.'

શ્રાવકોએ જાણ્યું, 'બુદ્ધે આપણી પ્રાર્થના માન્ય કરી,' અને સૌ સૌને ઘેર ગયા.

× × ×

રાત પડી. નિત્યનિયમ પ્રમાણે પહેલા યામ(સાડી સાત ઘડી અથવા ત્રણ કલાક)માં બુદ્ધે ધર્મોપદેશ કર્યો, મધ્ય યામમાં પ્રશ્નોનું સમાધાન કર્યું અને છેલ્લા યામના પહેલા ભાગમાં સિંહ જમણે પડખે સૂએ તેમ સૂતા, બીજા ભાગમાં આત્મસિદ્ધિ વિચારી, અને ત્રીજા ભાગમાં દુઃખી માણસજાત વિષયે કરુણામય વિચાર કર્યા, અને ધર્મબોધને સારુ કોણ કોણ તત્પર છે એ જોઈ નાલાગિરિનું દમન કરતાં ચોરાશી સહસ્ર જીવ અમૃતપાન કરશે એમ જાણીને, સવાર પડયું એટલે

આયુષ્માન્ આનન્દને બોલાવીને કહ્યું, 'આનન્દ, આજ રાજગૃહને અડખેપડખે અઢાર વિહાર છે, ત્યાંના સર્વ ભિક્ષુઓને કહેવરાવો કે મારી સંઘાતે રાજગૃહ આવે.' આનન્દે તેમ કર્યું. બધા ભિક્ષુ વેણુવનમાં ભેળા થયા. એ મહાન ભિક્ષુસંઘપરિવાર સાથે બુદ્ધે રાજગૃહમાં પ્રવેશ કર્યો. હાથીના ગોવાળે શિખવણી પ્રમાણે હાથીને છોડયો, શ્રદ્ધાળુ તથા અશ્રદ્ધાળુ કૌતુક જોવા અગાશીએ તથા ખોરડે ચઢીને બેઠા.

× × ×

હાથી માણસોને ત્રાહિ ત્રાહિ પોકરાવતો, ઘર ભાંગી નાખતો, ગાડાંને દળતો વાટતો, સૂંઢ ઉછાળતો, હાલતાચાલતા પર્વત જેવો સામો આવ્યો, એટલે ભિક્ષુઓએ બુદ્ધને કહ્યું, 'ભગવન્, આ તો જંગલી પશુ છે, એને કાંઈ ભાન નથી, આપ એક પડખે તરી જાઓ.'

બુદ્ધ કહે, 'ભિક્ષુઓ, તમે ડરો મા. નાલાગિરિને હું પહોંચી વળું એમ છું.'

આયુષ્માન્ શારિપુત્ર બુદ્ધના પહેલા ખોળાના પુત્ર જેવા અથવા યુવરાજ જેવા હતા, તેણે બુદ્ધને કહ્યું, 'ભગવન્, પિતાને કાંઈ કામ આવી પડે તો તેનો ભાર જ્યેષ્ઠ પુત્ર ઉપર હોય. હું આ હાથીનું દમન કરીશ.'

બુદ્ધે એને ઉત્તર આપ્યું, 'શારિપુત્ર, બુદ્ધનું બળ એક વસ્તુ છે, અને શ્રાવકનું બળ નોખી વાત છે. તું વચ્ચે આવીશ મા, અહીં જ રહેજે.'

આ જ પ્રમાણે બીજા સ્થવિરોએ પણ યાચના કરી. પણ બુદ્ધે બધાને રોકયા.

એક આયુષ્માન્ આનન્દ ઝાલ્યા ન રહ્યા. એણે બુદ્ધનું કહ્યું માન્યું નહિ, 'આ હાથી પ્રથમ મને મારે, પછી ભગવાનને' એમ કરીને બુદ્ધને અર્થે પ્રાણસમર્પણ કરીને બુદ્ધના મોઢા આગળ જઈને ઊભા.

બુદ્ધે કહ્યું, 'આનન્દ, મારી આગળ ઊભો રહીશ મા.'

આનન્દ: 'ભગવન્, પ્રલયકાળના અગ્નિ જેવો આ હાથી પ્રથમ મને મારીને પછી તમારી પાસે આવે.'

બુદ્ધે આનન્દને ત્રણ વાર ખસી જવા કહ્યું, પણ આનન્દ કેમ હઠે? પાલણપુરના સ્થાપક રાણા પ્રહ્લાદનદેવે ઠીક કહ્યું છે:

द्वारं विमुक्तेः प्रतिबन्धमुक्तम् ।
कीर्त्यङ्गनानर्तनरङ्गभूमिम् ।
फलं यियासोरिह जीवितस्य ।
कः सङ्गरं प्राप्य पराङ्मुखः स्यात् ॥

અન્તે બુદ્ધે એને ઉપાડીને ભિક્ષુસંઘની વચ્ચે મૂકી દીધા.

એ જ ક્ષણે એક સ્ત્રી નાલાગિરિને જોઈને મરણભયભીત દશામાં બાળકને તેડીને ધોડી, બાળક હાથી તથા બુદ્ધની વચ્ચે પડી ગયું અને બાઈ ભાગી છૂટી. હાથી પાસે આવ્યો એટલે બાળક રાડેરાડ પાડીને રોવા મંડયું. બુદ્ધે મિત્રભાવે સુમધુરસ્વરે હાથીને કહ્યું, 'હે નાલાગિરિ, તને સોળ ઘડા સુરા પાઈ મદ ચડાવીને જેણે છોડયો છે એણે તને બીજાને નહિ પણ મને મારવા મોકલ્યો છે. એટલે તું વિના કારણ હડિયાહડી કરવી રહેવા દે અને આમ આવ.'

બુદ્ધનાં વચન સાંભળીને હાથીએ આંખ ઉઘાડી, બુદ્ધનાં આંખ ભરીને દર્શન કર્યાં. એનો મદ તદ્દન ઊતરી ગયો.

સૂંઢ નીચી કરી કાન હલાવતો હલાવતો બુદ્ધ પાસે જઈને તે એના પગ આગળ ઢળી પડ્યો. બુદ્ધે કહ્યું, 'હે નાલાગિરિ, હવેથી તું તારું તોફાન છોડી દે, જીવમાત્ર સાથે મૈત્રી રાખતાં શીખ.' એમ કહીને બુદ્ધે હાથીને માથે પોતાનો જમણો હાથ ફેરવ્યો. હાથીને શરીરે આનન્દથી રુંવાડાં ઊભાં થયાં, બુદ્ધની ચરણધૂળ સૂંઢે લઈને એણે પોતાને માથે ચડાવી, અને ભગવાનને વન્દના કરીને હસ્તિશાળામાં ચાલ્યો ગયો.

બુદ્ધ ભિક્ષા લેવા ન જતાં ત્યાંથી જ પાછા ફર્યા, ને બધા ભિક્ષુઓ સાથે નગર બહાર નીકળીને વેણુવન સધાવ્યા.

## ૬૦

# બે રાજામાં કયો ભલો?

વારાણસી નગરીના રાજાની પટરાણીને એક કુંવર અવતર્યો, એનું બ્રહ્મદત્તકુમાર એવું નામ પાડ્યું. કુમાર મોટો થયો એટલે સોળમે વર્ષે તક્ષશિલા જઈને ત્યાં સર્વ વિદ્યા કળામાં કુશળ થયો. પિતાના દેહાન્ત પછી ગાદીએ બેઠો અને ધર્મ તથા સમતાપૂર્વક રાજ્ય કરવા મંડચો. રાજા સ્વચ્છંદને વશ થયા વિના ન્યાય કરતો. રાજા આમ ધર્મ સહિત રાજ્ય કરતો, એટલે અમાત્યવર્ગ પણ ધર્મ પ્રમાણે જ વ્યવહાર (દાવાકજિયા) ચૂકવતો, વ્યવહારનો નિશ્ચય ધર્મ અનુસાર થતો એટલે ખોટો વાદ કરનારાનું નામ જ ન રહ્યું, અને એને અભાવે રાજદ્વાર આગળ રાવ ખાવાવાળાઓની ગર્જના શાંત થઈ ગઈ. ન્યાયાધીશ આખો દિવસ ન્યાયાસને બેસે, અને કોઈ ન્યાય કરાવવા આવે નહિ એટલે ઊઠીને ચાલતા થાય. ન્યાયસભા માત્ર સૂની સૂની જોઈને રાજાએ વિચાર્યું: 'હું ધર્મે રાજ્ય કરું છું, એટલે કોઈ ન્યાય કરાવવા જ આવતું નથી, રાવ મટી ગઈ છે, અને ન્યાયાસનને પ્રજાએ છાંડી દીધાં છે. હવે મારામાં કયા કયા અવગુણ છે તેની હું ભાળ

કાઢું, અને આ મારો અવગુણ છે એમ જાણું એટલે તે અવગુણ દૂર કરીને ગુણને વિષયે જ વર્તું.'

હવે રાજા પોતાના અવગુણ બોલનારને ગોતવા મંડયો. ઘરના નોકરોમાં કોઈ અવગુણવાદી દીઠો નહિ. ઊલટા એકેએક એના ગુણની જ ગાથા ગાતા હતા. 'આ તો મારા ભયથી મારું વાંકું નથી બોલતા અને સારું બોલે છે,' એમ કરીને બહારના સેવકોમાં જોયું તો ત્યાં પણ દોષ બતાવનાર મળ્યો નહિ. પછી નગરીમાં અને નગરી બહાર ચારે દિશાનાં પરાંમાં શોધ કરી. ત્યાં પણ નિન્દક જડચો નહિ, અને વખાણ જ કાને પડચાં. 'હવે જનપદ( ગામડાં )માં ખોળું'' એમ કરીને રાજાએ રાજ્ય પ્રધાનને સોંપ્યું, અને રથ જોડાવીને એકલા સારથિ સહવર્તમાન અજાણ્યે વેશે ચાલી નીકળ્યો, અને ફરતો ફરતો ઠેઠ સીમાડે પહોંચ્યો, પણ જ્યાં જાય ત્યાં ગુણકથા ને સ્તોત્ર જ સાંભળ્યાં, દોષદર્શન કરવા ન પામ્યો એટલે સીમાડેથી રાજમાર્ગે થઈને નગર ઢાળો પાછો વળ્યો.

તે જ સમયે કોસલ દેશમાં મલ્લિક નામે ધર્મી રાજા હતો, તે પણ આ જ પ્રમાણે પોતાના દોષની જિજ્ઞાસાએ તે પ્રદેશમાં આવી પહોંચ્યો. બેય રાજા ગાડામાર્ગે ઊંડા ચીલામાં સામસામા આવી રહ્યા. રથ ચીલા બહાર કઢાય એમ નહોતું.

મલ્લિક રાજાના સારથિએ કાશિરાજના સારથિને કહ્યું, 'તારો રથ તારવ.'

'હે સારથિ, તારો રથ જ તારવ. આ રથમાં કાશિ-રાષ્ટ્રના સ્વામી બ્રહ્મદત્ત મહારાજ બિરાજે છે,' કાશીવાળા સારથિએ ઉત્તર વાળ્યું.

'અરે સારથિ, આ રથમાં કોસલ રાજ્યના સ્વામી મલ્લિક મહારાજ બેઠા છે, તારો રથ તારવ અને અમારા રાજાના રથને માર્ગ દે,' મલ્લિકનો સારથિ પાછો બોલ્યો.

'આ તો રાજાએ રાજા મળ્યા, તે હવે કેમ કરવું?' એમ ગૂંચવાયેલા કાશીવાળા સારથિએ વિચાર કર્યો, 'એક ઉપાય છે ખરો. રાજાની અવસ્થા કેટલી છે તે પૂછું, એટલે જે નાનો હોય તે રથ તારવે અને મોટેરાને માર્ગ આપે.' આમ ધારીને કોસલસારથિને એના રાજાને કેટલાં વર્ષ થયાં છે એમ પૂછ્યું તો બેય રાજા તેવતેવડા છે એમ જાણ્યું! પછી રાજ્યનું પરિમાણ કેટલું છે, સૈન્ય, ધન, યશ, જાતિ, ગોત્ર, કુલ આ બધું પૂછ્યું, તો એમ પણ બેય રાજા સરખા નીકળ્યા!

'એમાં જે વધારે શીલવંત હોય એને સામાવાળો માર્ગ આપે,' એમ વિચારીને કાશીવાસી સારથિએ પૂછ્યું, 'તમારા રાજાનો શીલાચાર કેવો છે?' એટલે કોસલસારથિ 'આ અને આ અમારા રાજાના શીલાચાર' એમ પોતાના રાજાના અવગુણને જ ગુણરૂપે પ્રકાશતો બોલ્યોઃ

दळ्हं दळ्हेन खिपति मल्लिको मुदुना मुदुं ।
साधुं पि साधुना जेति असाधुं पि असाधुना ॥
एतादिसो अयं राजा मग्गा उय्याहि सारथि ॥

'મલ્લિક રાજા કઠોરને કઠોરપણે, કોમળને કોમળતાએ, ભલાને ભલમનસાઈથી, અને ભૂંડાને ભૂંડાપણે જીતે છે. આવો આ રાજા છે. હે સારથિ, માર્ગથી બહાર જા.'

કાશિરાજના સારથિએ એને પૂછ્યું, 'હે સારથિ, તેં તારા રાજાના ગુણ કહી લીધા કે?'

'હા, કહી લીધા.'

'જો આ ગુણ છે, તો અવગુણ કેનું નામ?'

'આ ભલે અવગુણ હોય, પણ તારા રાજાના ગુણ કેવા છે તે તો કહે.'

'લે, સાંભળ,' કાશિરાજનો સારથિ બોલ્યો,

अक्कोधेन जिने कोधमसाधुं साधुना जिने ।
जिने कदरियं दानेन सच्चेनालीकवादिनम् ॥
एतादिसो अयं राजा मग्गा उय्याहि सारथि ॥

'કાશિરાજ ક્રોધીને શાન્તિથી, દુષ્ટને ભલાઇથી, લોભીને દાનથી અને ખોટાબોલાને સત્યથી જીતે છે. આવો આ રાજા છે. હે સારથિ તારો રથ તારવ.'

આમ કહ્યું એટલે મલ્લિકરાજા તથા તેનો સારથિ બેય રથથી ઊતરી પડ્યા, ઘોડા છોડી નાખ્યા, રથને આઘો કર્યો અને કાશિરાજને માર્ગ આપ્યો.

## ૧૧

## અવેરે જ શમે વેર, ન શમે વેર વેરથી '

બુદ્ધે કહ્યું,

"ભિક્ષુઓ, પ્રાચીન સમયમાં વારાણસીમાં બ્રહ્મદત્ત નામે કાશિરાજ હતો, તે અત્યન્ત ધનાઢ્ય તથા બળિયો હતો, તથા તેનો ભંડાર ભરપૂર હતો. અને દીઘીતિ નામે કોસલરાજ હતો તે દરિદ્ર તથા દૂબળો હતો અને એનો ભંડાર ઠાલો હતો.

હવે ભિક્ષુઓ, કાશિરાજ બ્રહ્મદત્તે ચતુરંગિણી સેના સજ્જ કરીને કોસલરાજ દીઘીતિ ઉપર ચડાઈ કરી. બ્રહ્મદત્ત સામો પોતે એક ક્ષણેય ઝીક ઝાલી શકશે નહિ એમ લાગ્યું, એટલે દીઘીતિ રાણી સાથે નગર છોડીને ભાગ્યો. બ્રહ્મદત્તે કોસલદેશ હસ્તગત કર્યો.

દીઘીતિ વારાણસી આવ્યો અને નગરીને છેવાડે કુંભારવાડામાં પરિવ્રાજકવેશે રહ્યો. રાણી સગર્ભા હતી એને પુત્ર અવતર્યો, તેનું નામ દીઘાવુ પાડ્યું. કુમાર મોટો ને સમજણો થયો, એટલે દીઘીતિને વિચાર આવ્યો, કે 'આ

કાશિરાજ બ્રહ્મદત્તે આપણને બહુ અનર્થ કર્યો છે. આપણું સર્વસ્વ એણે આંચકી લીધું છે. આપણને તે ઓળખશે તો ત્રણેયને હણશે. એટલે દીઘાવુકુમારને નગર બહાર મોકલી દઉં.' એમ કરીને કુમારને એણે બહારગામ મોકલ્યો, ત્યાં કુમારે બધી વિદ્યાકળા સંપાદન કરી.

તે સમયે, ભિક્ષુઓ, દીઘીતિ રાજાનો વાળંદ કાશિરાજ બ્રહ્મદત્ત પાસે રહેતો હતો, એણે દીઘીતિ રાજાને દીઠો, ઓળખ્યો, અને બ્રહ્મદત્ત આગળ ચાડી ખાધી. એટલે બ્રહ્મદત્તે રાજપુરુષોને આજ્ઞા કરી, કે 'દીઘીતિ રાજાને સહકુટુમ્બ લઈ આવો.' સેવકોએ દીઘીતિને આણ્યો, એટલે બ્રહ્મદત્તે આદેશ કર્યો, કે 'દીઘીતિના ને એની રાણીના હાથ પીઠ પાછળ ધીંગે નાડે બાંધો, એનાં માથાં મૂંડી નાખો, ઢોલ વગાડતા વગાડતા નગર આખામાં ફેરવો, નગરના દક્ષિણ દ્વારથી બહાર કાઢો અને નગરની દક્ષિણ દિશાએ એના ચાર કટકા કરીને ચારે દિશાએ ફગવી દો.'

એવામાં દીઘાવુકુમારને વિચાર આવ્યો, કે 'બહુ દિવસથી માતપિતાને દીઠાં નથી, તે એને મોઢે થઈ આવું.' એમ કરીને તે વારાણસી આવ્યો તો તેણે માબાપને આ દશામાં નગરીના રાજમાર્ગ ઉપર જોયાં. દીઘીતિએ કુમારને દૂરથી આવતો દીઠો, એટલે તેણે એને કહ્યું, 'તાત દીઘાવુ, તું લાંબું જોઈશ મા, ટૂંકુંય જોઈશ મા. બાપુ દીઘાવુ, વેરે વેર નહિ શમે, અવેરે વેર શમે.' રાજપુરુષો જાણે કે વિપત્તિનો માર્યો રાજા કાંઈક લવે છે, પણ દીઘાવુકુમારે પિતાની છેલ્લી ભલામણ હૃદયમાં સંઘરી લીધી. રાજાના માણસોએ એની ક્રૂર આજ્ઞા બજાવી.

હવે, ભિક્ષુઓ, દીઘાવુકુમાર વનમાં ગયો ને ત્યાં હૈયું હલવીને રોયો. પછી આંસુ લૂઈ કરી વારાણસીમાં જઈ બ્રહ્મદત્ત રાજાના અન્તઃપુર પડખે હાથીશાળા હતી ત્યાં ગયો અને હસ્તિઆચાર્યને કહ્યું, કે 'હું કળા શીખવા ઇચ્છું છું.' આચાર્ય કહે, 'ભલે.' એટલે દીઘાવુએ ત્યાં જ સ્થિતિ કરી.

એક દિવસે બ્રાહ્મમુહૂર્તે વહેલો ઊઠીને દીઘાવુ હસ્તિશાળામાં મધુર સ્વરે ગાવા તથા વીણા વગાડવા મંડ્યો. આ મંજુલ ગાન બ્રહ્મદત્તને કાને પડ્યું. એણે માણસોને પૂછ્યું, 'આ કોણ ગાય છે?' માણસો કહે, 'એ તો હસ્તિ-આચાર્યનો એક શિષ્ય ગાય છે.' રાજા કહે, 'એને અહીં આણો.' દીઘાવુકુમારને સેવકો તેડી આવ્યા, એટલે રાજાએ એની પાસે ગવરાવ્યું, ને એને પોતા પાસે રાખી લીધો. દીઘાવુ રાજાની પહેલાં ઊઠે, રાજા સૂતા પછી સૂએ, એની આજ્ઞાનો અમલ કરે, માનપુરઃસર પ્રિયવચન બોલે અને રાજાને પ્રસન્ન કરે. થોડા દિવસમાં એ રાજાનું વિશ્વાસપાત્ર થઈ પડ્યો.

એક દિવસે બ્રહ્મદત્ત રાજા રથ જોડાવીને દીઘાવુ સાથે મૃગયા કરવા નીકળ્યો. દીઘાવુએ રથ એવી રીતે હાંક્યો, કે આખી સેના દૂર રહી ગઈ, અને રાજાનો રથ એકલો ક્યાંય નીકળી ગયો. બ્રહ્મદત્તે દીઘાવુને કહ્યું, 'હવે રથ છોડી નાખ, હું થાકી ગયો છું તે ઘડીક આરામ કરું.' દીઘાવુએ ઘોડા છોડી નાખ્યા અને પલાંઠી વાળીને બેઠો, એટલે બ્રહ્મદત્ત એના ખોળામાં માથું રાખીને સૂતો, અને શ્રમને લીધે તરત જ નિદ્રાવશ થઈ ગયો.

દીઘાવુકુમારને વિચાર આવ્યો, કે 'આ બ્રહ્મદત્તે મારું બહુ બગાડ્યું છે. સર્વસ્વ હરી લીધું, માબાપને મારી નાખ્યાં. વેર વાળવાનો આ ઠીક અવસર છે.' એમ કરીને એણે કોશમાંથી તલવાર બહાર કાઢી.

વળી એને એમ થયું, કે 'પિતાએ અન્તકાળે મને શિખામણ આપી છે, જે વેરે વેર ન શમે, અવેરે વેર શમે. પિતાનું વચન ઉત્થાપવું એ ઠીક નહિ.' એમ વિચારીને એણે તલવાર પાછી મ્યાન કરી.

થોડીક વાર થઈ ત્યાં બ્રહ્મદત્ત રાજા જાણે સ્વપ્નમાં બીનો ન હોય એવી રીતે એકાએક જાગ્યો. દીઘાવુએ પૂછ્યું, 'કેમ મહારાજ?' રાજા કહે, 'મને સોણું લાધ્યું કે કોસલરાણા દીઘીતિના પુત્ર દીઘાવુકુમારે મને ઝાટકો માર્યો, એટલે બીકથી જાગી ગયો.'

દીઘાવુકુમારે ડાબો હાથ બ્રહ્મદત્તના માથા ઉપર રાખ્યો, ને જમણે હાથે તલવાર ઉગામી, અને કહ્યું, 'હું જ દીઘાવુકુમાર છું. મારાં માબાપનું વેર વાળવાનો ઠીક સમય છે.'

બ્રહ્મદત્ત દીઘાવુને પગે પડ્યો ને બોલ્યો, 'બાપુ દીઘાવુ, મને જીવિતદાન દે.'

દીઘાવુ: 'હું કોણ મહારાજને જીવિતદાન દેનાર? મહારાજ મને જીવિતદાન આપે.'

બ્રહ્મદત્ત: 'તો દીઘાવુ, તું મને જીવિતદાન દે ને હું તને જીવિતદાન દઉં.'

બ્રહ્મદત્ત રાજા તથા દીઘાવુકુમારે એકબીજાનો હાથ ઝાલી, અદ્રોહના શપથ ખાઈ, અન્યોન્ય જીવિતદાન દીધું.

બ્રહ્મદત્તે દીઘાવુને પૂછ્યું: ‘ભાઈ દીઘાવુ, મરણકાળે તારા પિતાએ તને કહ્યું કે તું લાંબું જોઈશ મા, ટૂંકુંય જોઈશ મા; વેરે વેર નહિ શમે, અવેરે વેર શમે. એનો અર્થ શું?’

દીઘાવુ: ‘લાંબું જોઈશ મા, એટલે ચિરકાળ વેર કરીશ મા. ટૂંકું જોઈશ મા, એટલે વાતવાતમાં મૈત્રી તોડીશ મા. વેરે વેર નહિ શમે, અવેરે વેર શમે, એટલે મહારાજે મારાં માતપિતાને મારી નાખ્યાં, એટલે જો હું મહારાજને હણું, તો વળી મહારાજના હિતેચ્છુઓ મને હણે, મારા હિતેચ્છુઓ પાછા એને હણે, એમ વેરે કરીને વેરની કદાપિ શાંતિ ન થાય. પણ હવે આપણે પરસ્પર જીવિતદાન દીધું, એટલે અવેરે કરીને વેર શમી ગયું.’

બ્રહ્મદત્તે દીઘાવુકુમારને કોસલદેશનું રાજ્ય પાછું સોંપ્યું અને પોતાની કન્યા એના વેરે પરણાવી.

ભિક્ષુઓ, દંડશસ્ત્રધારી રાજાઓમાં આટલી ક્ષમા હોય તો તમારા જેવા ત્યાગીઓમાં કેટલી ધીરજ, કેટલી શાન્તિ, કેટલી ક્ષમા હોવી ઘટે?”

## ૧૨

# ચોર કેનું નામ?

यावद् भ्रियेत जठरं तावत्स्वत्वं हि देहिनाम् ।

अधिकं योऽभिमन्येत स स्तेनो दण्डमर्हति ॥ ७-१४-८ ॥

જેટલાથી કરીને માણસનું પેટ ભરાય એટલી જ એની ખાનગી મિલકત છે; એનાં કરતાં વધારે પરિગ્રહ કરનાર માણસ ચોર તથા શિક્ષાપાત્ર છે. (શ્રીમદ્‌ભાગવત)

ધનમાત્ર ચોરીનું ધન છે (La propriété c'est le vol); સાહુકાર છે એટલે જ ચોર પણ છે; સાહુકારી પ્રથમ ચોરી છે, આપણે આજ જેને ચોરી ગણીએ છીએ તે તો એ પ્રથમ ચોરીનું ઝાંખું પ્રતિબિંબમાત્ર છે; સાહુકારી ચોરીની માતા છે, સાહુકાર ચોરનો પિતૃ છેઃ આ સિદ્ધાન્ત ભાગવતકારને જ નહિ, પણ આપણા ચતુર વણિક પ્રધાન વસ્તુપાળનેયે પરિચિત હતો. એક વાર એક નોકર એના પગમાંથી તોડો કાઢી લેવા જાય છે ત્યાં એ જાગે છે ને નોકરને અભયદાન આપે છેઃ 'બીશ મા, દીકરા. અમારો જ એમાં દોષ છે, કે લોભી થઈને તને પૂરું પેટિયું આપતા નથી. આમ આશા પુરાય નહિ એટલે બહુ જોખમવાળી ચોરી કરવાની મતિ ઊપજે. આજથી જા, તને અધલાખની વૃત્તિ કરી આપું છું' (वत्स मा भैषीः । अस्माकमेवायं कार्पण्यजो दोषः । येन तेऽल्पा वृत्तिः । इच्छा न पूर्यते । ततो बह्वपाये चार्ये बुद्धिः । अतःपरं हय आरोहाय दीपमानोऽस्ति लक्षार्धं वृत्तौ ).

## ૧૩

## ચોરનો હૈયાપલટો

અવન્તીદેશમાં કુરરઘર નગરમાં કાતિયાની નામે એક બૌદ્ધ શ્રાવિકા રહેતી હતી. તે એક સમયને વિષયે કોટિકર્ણ શોણ નામે સાધુની કથા સાંભળવા ગઈ. આ સાધુ ગર્ભશ્રીમંત હતા, કાનમાં એક કોટિ(કરોડ)ના મૂલ્યની એક છેલકડી પહેરતા, આવો વૈભવ છોડીને ત્યાગી થયા હતા. કાતિયાની આમ કોટિકર્ણનું વખાણ(વ્યાખ્યાન) સાંભળે છે ત્યાં ચોરની એક ટોળકીએ એના ઘરમાં ખાતર પાડ્યું. ખાતર પાડીને ચોર ઘરમાં ઘર્યા છે ને પેટીપટારા વીંખે છે ત્યાં કાતિયાનીએ દાસીને દીવી પ્રગટાવવા સારુ તેલ લેવા ઘેર મોકલી; તે આવીને જુએ છે તો ઘરમાં ખાતર પડ્યું છે. એટલે તે આવી હતી એવી ને એવી તેલ લીધા વિના પાછી કથામાં ગઈ. ચોરનો નાયક ચોરીકામ ઉપર દેખરેખ રાખતો બહાર ઊભો હતો. એણે દાસીને આવતી અને પાછી જતી જોઈ, એટલે તે કોણ છે, ક્યાં જાય છે, શું કરે છે તે

જાણવા સારુ થઈને એ પણ દાસીની પાછળ પાછળ ચાલ્યો. દાસી કથામાં આવીને કાતિયાનીને બધી વાત કરે છે તે ચોરનાયક પાછળ ઊભો ઊભો સાંભળે છેઃ

'બા, બા, ઘરમાં તો ચોરે ખાતર પાડ્યું છે.'

'એમ ગોકીરો શું કરતી હઈશ? ચોર લઈ જતા હોય તો પોતાની દીકી વસ્તુ ભલે લઈ જાય. પણ હું તો આજ દુર્લભશ્રવણ સુણું છું એટલે ધર્મમાં અંતરાય કર મા.'

આ સાંભળીને ચોરનાયક ઊંડા વિચારમાં પડી ગયોઃ 'અહો ધન્ય છે આ બાઈને. બીજા કથા સાંભળવા જાય પણ મન તો કાં વાર્ત્તાવાળા સુતારભાઈની ઘોડે બાવળિયે હોય, ને કાં કથાસ્થાનક બહાર ઉતારેલા જોડામાં હોય. પણ આને તો ધર્મશ્રવણ આગળ ઘરબાર, ઢોરઢાંખર, માલમતા કાંઈ ગણતરીમાં જ નથી. આવા ધર્મી માણસના ઘરની એક કોડીએ આપણને પચે નહિ, કાચા પારાની ઘોડે રોમેરોમે ફૂટી નીકળે. આવાને ઘેર ચોરી કરી તો પછી સર્વસહા ધરતીમાતાનેય આપણો ભાર અસહ્ય થઈ પડે, અને તે સહસા ફાટીને આપણને પોતાના વિશાળ ઉદરમાં જ ભંડારી દે.'

ચોરી કરતાં કરતાં કઈક માણસોનાં ડોકાં ઉડાડી દેતાં જેણે પાછું વાળી જોયેલ નહિ એવા આ ચોરનાયકના વજ્રહૃદયને ચીરીને પ્રેમ તથા જ્ઞાનનું પાતાળઝરણું ઝરવા મંડ્યું. કાતિયાનીને ઘેર જઈને એણે એના ગોઠિયાઓએ ઉપાડેલ જોખમ જ્યાં હતું ત્યાં જ પાછું મુકાવી દીધું, ને ખાતર બુરાવી દીધું. અને પછી એ આખા ચોરસમાજને કોટિકર્ણ સાધુની કથા સાંભળવા તેડી ગયો. ચોરનાયક ઉપર

કાતિયાનીનો જ પૂરો પ્રભાવ પડી ચૂક્યો હતો, પણ કાંઈ ઊણું હતું તો તે કોટિકર્ણની ધર્મકથાએ પૂરું કર્યું.

× × × ×

સવાર પડયું એટલે ચોરનાયક કાતિયાનીને ઘેર જઈને એને પગે પડ્યો અને કહ્યું, 'અમને સર્વેને ક્ષમા કરો.'

'પણ તમે મને કર્યું છે શું?'

ચોરનાયકે પાછલી રાતનો હેવાલ કહ્યો.

'ઠીક, બાપુ. હું તમને ક્ષમા કરું છું.'

'ના, બા. એમ ક્ષમા ન થાય. કોટિકર્ણ મહારાજ પાસે અમને બધાને લઈ જાઓ ને પ્રવ્રજ્યા દેવરાવો.'

તે જ દિવસે એ ચોરોએ સંન્યાસદીક્ષા લીધી ને ક્રમે કરીને અર્હન્તપદવીને પામ્યા.

## ૧૪

# વિનય વિશ્વને વશ કરે

જૈનશાસ્ત્રોમાં વિનયની એ મોટે પ્રશંસા કરી છે, તે એટલે સુધી કે વિનયને ધર્મના મૂળની તથા મુક્તિપંથના સાથીની ઉપમા આપી છે, અને વિનયને અભાવે ધર્મનો પણ અભાવ વર્ણવ્યો છેઃ

विणयो सासणे मूलं विणयो निव्वाणसाहगो ।
विणयाओ विप्पमुक्कस्स कओ धम्मो कओ तवो ॥
( विनयः शासने मूलं विनयो निर्वाणसहायकः ।
विनयाद् विप्रमुक्तस्य कुतो धर्मः कुतस्तपः ॥ )

વિનયી માણસ અજાતશત્રુ બની જાય છે. એના દેહમાં રહેલા ષડ્‌રિપુ નાશ પામે છે, પછી જગતમાં તો એને શત્રુ શેનો રહે જ? ઉત્તરાધ્યયનસૂત્રના વિનય અધ્યયનની ટીકામાં એક વાત આવે છેઃ

ઉજ્જયિની નગરીમાં નન્દનવનનેય આંટે એવું સ્નાત્રોદ્યાન નામે ઉદ્યાન હતું, ત્યાં એક સમયે ચંડરુદ્રસૂરિ નામે એક જૈન સાધુ પોતાના ગચ્છ (શિષ્યપરિવાર) સહિત પધાર્યા. સૂરિની પ્રકૃતિ ક્રોધી હતી; શિષ્યોના ન્યૂનાધિક દોષ જોઈને એને રોષ ચડે. માટે એકને કોપે આ સર્વ શિષ્યો સંભાળી

નથી શકાતા, અને ક્રોધને લીધે આત્માનું કાર્ય વણસે છે એમ વિચારીને ગુરુ શિષ્યોથી થોડે દૂર એકાન્તમાં ધર્મધ્યાન કરવા મંડયા.

હવે એક દિવસે ઉજ્જયિનીનિવાસી કેટલાક તરુણ મિત્રો ફરતા ફરતા આ ઉદ્યાનમાં આવી ચડયા, એમાં તરત જ પરણી આવેલ એક વણિકપુત્ર પણ હતો. આ વણિકપુત્રને આગળ કરીને એ લોકો સાધુઓ પાસે ગયા અને મશ્કરી કરતા કરતા પ્રણામપૂર્વક કહેવા લાગ્યા, 'મહારાજ,† આ અમારા મિત્રની સ્ત્રી ભાગી ગઈ છે ને એ દુખિયો થઈ ગયો છે, એટલે એને સંસાર ઉપર વિરાગ આવી ગયો છે; આપ કૃપા કરીને એને સંન્યાસદીક્ષા આપો.' ગુરુદેવ આ મશ્કરાઓને પાંશરા કરશે એમ ધારીને સાધુઓ કહે, 'અમે શિષ્ય રહ્યા, વ્રત અમે ન દઈ શકીએ. દીક્ષા લેવી હોય તો અમારા ગુરુ અહીં જ બિરાજે છે એની પાસે જાઓ.'

ઉન્માદિયા જુવાનો તો ગુરુ પાસે પહોંચ્યા તથા માંહોમાંહે હસતા હસતા એને વંદના કરી, અને વણિકપુત્ર બોલ્યો, 'મહારાજ,× હું ઘેરથી ભાગી આવ્યો છું અને મને આપના ચરણારવિન્દની લગની લાગી છે. આપ મને પ્રવજ્યા આપો એટલે હું આ ભવસાગર તરી જાઉં.' જુવાન ટેકડી

---

† दौर्भाग्याद् भार्यया त्यक्तो विरक्तोऽयं गृहाश्रमात् ।
तत्प्रसद्य भवाम्भोधितारकं दत्त तं व्रतम् ॥

भावविजयगणि ॥

× गृहव्यापारतो भग्नो लग्नोऽहं त्वत्पदाब्जयोः ।
तत्प्रव्राजय मां स्वामिंस्तिष्ठामि ससुखं यथा ॥

કરે છે તે જોઈને ગુરુ કોપાયમાન થયા ને બોલ્યા, ‘ વ્રત લેવું હોય તો તરત રાખ લઈ આવ.’

सूरिर्जगौ व्रतेच्छुश्चेत्तदा भस्मानय द्रुतम् ।

એક જણો જઈને રાખ લઈ આવ્યો, એટલે જેને હાથેથી મીંઢળ હજી છૂટયું નથી, જેના પગમાં રત્નજડિત વાણી શોભી રહી છે એવા એ નવપરિણીત તરુણને ઝાલીને લોચ કરીને ગુરુએ એને સંયમ આપી દીધો.

આ જોઈને સાધુ રખે પોતાનેય મૂંડી નાખે એવા ભયના માર્યા બીજા સર્વ મિત્ર મૂઠી વાળીને ભાગી છૂટયા. અને નવપરિણીત તથા હવે તો નવદીક્ષિત વણિકપુત્રે વિચાર્યું, કે ‘ મેં મારી જીભે વ્રતનો સ્વીકાર કર્યો, ને હવે ઘેર કેમ કરીને જવાય? ભલે ભૂલથી, પણ માણસ જે એકવાર બોલી ગયો એ તો વજ્રમાં અક્ષર કોતરાઈ ગયા; પછી તે કેમ અન્યથા થાય? થૂંકયું કેમ ગળાય? હવે તો પાસો પડયો તે ખરો. વિના આયાસે ચિંતામણિ હાથ આવી ગયો તેને શું કામ છોડું?’ *

તરુણને મોક્ષ હવે કાંઈ આઘો નહોતો. આગલા ભવનાં કર્મનો ભાર એનો બહુ હળવો થયો હતો, તે પણ હવે તરત જ ઊતરવાનો હતો. એક ક્ષણમાં એના જીવનનું વહેન ફરી ગયું, એની કાયા જ જાણે પલટાઈ ગઈ.

---

*कथं गच्छाम्यहं गेहं स्ववाचा स्वीकृतव्रतः ॥
प्रमादसंगतेनापि या वाक् प्रोक्ता मनस्विना ।
सा कथं दृषदुत्कीर्णाक्षरालीवान्यथा भवेत् ॥
नर्मणापि मया लब्धं रक्षणीयं ततो व्रतम् ।
जहाति द्युमणिं को हि विनायाससमुपस्थितम् ॥

એણે ગુરુને વિનવ્યા, કે 'મહારાજ, આપણે અહીં રહ્યા તો મારા સગાસમ્બન્ધી આપણને સુખે નહિ રહેવા દે, તથા કદાચ મારું વ્રત મુકાવી દે, અને આખો ગચ્છ સાથે હોય તો વિહાર છાનો ન રહે. એટલે આપણે બે જણ બીજે ક્યાંક ચાલ્યા જઈએ.' ગુરુ કહે, 'હવે તો સાંજ પડી ને રાત્રિએ હું દેખતો નથી.' શિષ્ય કહે, 'હું આપને ખાંધે ચડાવી લઈશ.' આ પ્રમાણે રાત્રિએ ગુરુ અને નૂતન શિષ્ય ચાલી નીકળ્યા. અંધારી રાતે ઊંચાનીચા પ્રદેશમાં શિષ્યના પગ વારેવારે લચકાય અને ગુરુને હડદા આવે, એટલે ગુરુ એને માથે દંડ મારે. આમ કરતાં શિષ્યનું માથું ફૂટયું ને ત્યાંથી લોહીની ધારા ચાલી. પણ શિષ્ય એક અક્ષરે બોલતો નથી, અને ઊલટું એમ વિચારે છે, કે 'અહો, આ મહાત્મા શિષ્યપરિવારમાં સુખસુખની લહરીમાં બિરાજતા હતા ત્યાંથી એને ઉપાડીને મેં અભાગિયાએ કેવા દુ:ખી કર્યા! ગુરુને આખો ભવ સુખ દેનારા એવા કોક ભાગ્યશાળી શિષ્યો થાય છે, પણ મેં તો પ્રથમ દિવસે જ એને મહાકષ્ટ દીધું!'

स्वगच्छमध्ये ससुखं तिष्ठन्तोऽपि महाशयाः ।
अधन्येन मया दुःखभाजनं विहिता हहा ।
आजन्मसौख्यदाः शिष्या गुरोः स्युः केऽपि धीधनाः ।
आद्य एव दिनेऽहं तु जातोऽसातकरो गुरोः ॥

આમ સ્વનિન્દા કરતાં શિષ્યને જ્ઞાન ઊપજ્યું, અને જ્ઞાનને બળે તે સરખી ભૂમિ ઉપર જ ગજગતિએ ચાલવા મંડ્યો. ગુરુને હડદા આવતા બંધ થયા એટલે એણે શિષ્યને પૂછ્યું, કે 'તને માર્ગ દેખાય છે?' શિષ્ય કહે,

'આપની કૃપાએ કરીને બધું દેખાય છે.' ગુરુએ જાણ્યું કે શિષ્યને જ્ઞાન ઊપજ્યું છે, એટલે તે એકદમ શિષ્યની ખાંધથી ઊતરી પડચા, અને હાથ જોડી માન મોડી શિષ્યની ક્ષમા માગીને વિચારવા લાગ્યા, કે '×આ નવા શિષ્યને રંગ છે, કે મેં ક્રોધ કરીને દંડે દંડે માર્યો પણ મનવચનકાયાની સમતાથી ચળ્યો નહિ. મને સંન્યાસ લીધાં જુગ ને જુગ વહી ગયા, આચાર્યપદ પામ્યો, ક્રોધના દોષ જાણ્યા; છતાં ક્રોધને વારી શકતો નથી તે ધિક્ છે મને. આટલાં વર્ષ મેં અસિધારાવ્રત પાળ્યું પણ તે ક્રોધથી નિષ્ફળ ગયું. હવે મારે કદાપિ ક્રોધ ન કરવો.' એમ વિચારતાં ગુરુને પણ જ્ઞાન થયું અને ગુરુશિષ્ય જીવન્મુક્ત દશામાં પૃથ્વી ઉપર વિચરવા લાગ્યા.

---

×अहो नवीनशिष्यस्याप्यमुष्य क्षान्तिरुत्तमा ॥
क्रोधाध्मातेन मयका दण्डेनैवं हतोऽपि यत् ।
नातनोद्वाङ्मनोदेहैर्वैगुण्यं किञ्चिदप्यसौ ॥
चिरप्रव्रजितस्यापि रोषदोषांश्च जानतः ।
प्राप्ताचार्यपदस्यापि धिङ् मे प्रबलकोपताम् ॥
इयच्चिरं सुदुष्पालं पालितं मयका व्रतम् ।
परं तन्निष्फलं जज्ञे कोपात्तन्मेऽमुना कृतम् ॥

૧૫

## પ્રથમ અન્ન અને પછી જ્ઞાન

એક દિવસે બુદ્ધ ભગવાન જેતવન ગંધકુટીમાં બેઠા બેઠા બ્રાહ્મમુહૂર્તે જગતનું અવલોકન કરી રહ્યા હતા, ત્યાં આળવી ગામમાં એક દરિદ્ર માણસ ઉપર એની દૃષ્ટિ ઠરી. એટલે પાંચસો ભિક્ષુઓના પરિવારસહિત પોતે આળવી આવ્યા. ગુરુદેવ આવ્યા છે એમ સાંભળીને એ દરિદ્ર માણસને પણ એની પાસેથી ધર્મનાં બે વેણ સાંભળવાનું મન થયું. દુર્ભાગ્યે તે જ દિવસે એનો એક બળદ ક્યાંક ભાગી ગયો. "હવે બળદ ગોતવા જાઉં કે ધર્મ સાંભળવા?" એમ એના મનમાં દ્વંદ્વ મચ્યું. અંતે બળદની ભાળ કાઢીને પછી ધર્મ સાંભળીશ એવું નક્કી કર્યું.

હજી દિવસ હતો ત્યાં બળદ જડી ગયો. એને ધણભેળો કરીને, બીજું કાંઈ નહિ તો ગુરુને વંદના તો કરી આવું એમ વિચારીને, ભૂખ લાગી હતી તો પણ ઘેર જવાનું મન ન કરતાં તે વાયુવેગે બુદ્ધ પાસે આવ્યો, અને એને નમીને એક પડખે બેઠો. એટલે બુદ્ધે કોઈ સેવકને પૂછ્યું, "ભિક્ષુસંઘને જમતાં કાંઈ વધ્યું છે કે?"

"ભગવન્, બધું છે."

"તો આ માણસને પીરસી દો."

માણસ રૂડી રીતે જમીને પાછો બુદ્ધ પાસે આવ્યો. એની આંતરડી ઠરી એટલે એનું મન પણ એકાગ્ર થયું. હવે બુદ્ધે ક્રમે ક્રમે કથા કરીને ચાર આર્યસત્યોનું વિવેચન કર્યું. કથા સાંભળતાં માણસની જ્ઞાનદૃષ્ટિ ઊઘડી.

× × ×

ભિક્ષુઓ બુદ્ધ સંઘાતે ચાલતાં ચાલતાં બડબડ્યા. "આયુષ્મન્તો, જુઓ ગુરુદેવનું કાર્ય. બીજે કોઈ દિવસે આવું બન્યું નથી. પણ આજ તો એક માણસને જોઈને ભોજનની પૂછપરછ કરીને ગુરુદેવે એને ખાવાનું અપાવ્યું."

બુદ્ધે પાછું વાળી જોયું, ઊભા રહ્યા, અને પૂછ્યું:

"કેમ, ભિક્ષુઓ, શેની વાત ચાલે છે ?"

ભિક્ષુઓએ પોતાની ચર્ચાનો વિષય જણાવ્યો.

બુદ્ધે કહ્યું:

"ભિક્ષુઓ, હું ત્રીશ યોજન વનવગડાનો પંથ કરીને કેવળ એ માણસને અર્થે આળવી આવ્યો. તે તદ્દન નરણો સવારના પહોરમાં બળદ ગોતવા અરણ્યમાં રખડ્યો અને ત્યાંથી પરબારો મારી પાસે આવ્યો. ધર્મનો ઉપદેશ કરીશ તોપણ ભૂખના દુઃખને લીધે એને લાગશે નહિ એમ વિચારીને મેં તેને ભોજન અપાવ્યું.

"ભિક્ષુઓ, ભૂખરોગ જેવો આ જગતમાં રોગ નથી. બીજા રોગની એક વાર ચિકિત્સા કરીએ એટલે કાળે કરીને એ નાશી જાય. પણ ભૂખની તો નિત્ય ઊઠીને ચિકિત્સા કરવી પડે છે. એટલે ભૂખ એ પરમ રોગ છે.

जिघच्छा परमा रोगा ।

## ૧૬

## क्षमा वीरस्य भूषणम् ।

એક સમયે ભગવાન બુદ્ધ શ્રાવસ્તીમાં જેતવનને વિષયે અનાથપિંડિકના આરામમાં વિહરતા હતા. ત્યાં ભગવાને ભિક્ષુઓને આમંત્ર્યા, 'ભિક્ષુઓ.' 'આજ્ઞા કરો,' ભિક્ષુઓએ પડઉત્તર વાળ્યું.

ભગવાને કહ્યું :

"પ્રાચીન કાળમાં, ભિક્ષુઓ, દેવ તથા અસુર વચ્ચે સંગ્રામ જાગ્યો. એટલે અસુરેન્દ્રે અસુરોને કહ્યું : 'જુઓ, ભાઈ, દેવાસુરસંગ્રામમાં અસુર જીતે અને દેવ હારે, તો દેવોના સ્વામી શક્રને હાથે, પગે અને ગળે પાંચ બંધ બાંધીને અસુરપુરીમાં મારી પાસે આણજો.' દેવોના રાજા ઇન્દ્રે પણ એ જ પ્રમાણે તેત્રીસ દેવોને સૂચના કરી, કે અસુરોનો પરાજય થાય, તો અસુરેશને બાંધીને સુધર્માસભામાં મારી પાસે લઈ આવજો.'

"તે યુદ્ધમાં, ભિક્ષુઓ, દેવ જીત્યા, અસુર હાર્યા. એટલે દેવોએ અસુરેન્દ્રને પકડી શક્ર આગળ ઊભો કર્યો. સીંદરી

બળે પણ વળ ન મૂકે. શત્રુઓની સભામાં પકડાઈને અસુરેન્દ્ર ઊભો હતો, તોય એની જીભ હાથ ન રહી, ને એણે ઇન્દ્રને બબ્બે કટકા ગાળો દીધી. પણ ઇન્દ્ર એક અક્ષરે બોલ્યો નહિ. એટલે સારથિ માતલિએ એને કહ્યું,

भया नु मथवा सक्क दुब्बल्या नो तितिक्खसि ।
सुणन्तो फरुसं वाचं संमुखा वेपचित्तिनो ॥

'હે શક્ર, તું અસુરેન્દ્રના અપશબ્દ સાંભળી રહ્યો છે, તે એનો તને ડર લાગે છે, કે તું દૂબળો છે?'

શક્ર: नाहं भया न दुब्बल्या खमामि वेपचित्तिनो ।
कथं ही मादिसो विञ्ञू बालेन पटिसंयुजे ॥

'હું ડરનો કે દૂબળાપણાનો માર્યો ગાળ નથી ખમતો. પણ મારા જેવો સુજ્ઞ આવા મૂર્ખ હારે શું બોલેચાલે?'

માતલિ: भिय्यो बाला पकुज्झेयुं न चस्स पटिसेधको ।
तस्मा भुसेन दण्डेन धीरो बालं निसेधये ॥

'પોતાને કોઈ કહેવાવાળું નથી એમ જાણે, એમ તો મૂર્ખ બમણો થાય, એટલે ધીરપુરુષે મૂર્ખને ઠીકઠીક દંડીને રોકવો જોઈએ.'

શક્ર: एतदेव अहं मञ्ञे बालस्य पटिसेधनम् ।
परं सङ्कुपितं ञत्वा यो सतो उपसम्मति ॥

'મારા મત પ્રમાણે મૂર્ખને રોકવાનો આ જ માર્ગ છે, કે સામો માણસ કોપાયમાન થાય તો ડાહ્યા માણસે ગમ ખાઈને શાંત રહેવું.'

માતલિ: एतदेव तितिक्खाय वज्जं पस्सामि वासव ।
यदा नं मञ्ञति बालो भया म्यायं तितिक्खति ॥
अज्झारूहति दुम्मेधो गो व भिय्यो पलायिनम् ॥

'હે ઇન્દ્ર, આ ખમી રહેવાની તમારી વાત મને ભૂલભરેલી લાગે છે. કારણ, મૂર્ખ એમ માને છે કે ભયથી આ મને કાંઈ સામું કહેતો નથી, એટલે જેમ બે ખૂંટિયા વઢતા હોય એમાંથી એક ભાગે તો આખુંય ધણ એની વાંસે લાગે છે, તેમ જ મૂર્ખ શાંત માણસને માથે ચડી બેસે છે.'

ઇન્દ્રઃ कामं मञ्ञतु वा मा वा भया म्यायं तितिक्खति ।
सदत्थपरमा अत्था खान्त्या भिय्यो न विज्जति ॥

'આ ભયથી ખમે છે એમ મૂર્ખ ભલે માને કે ન માને. ક્ષમા વિના માણસની આધ્યાત્મિક ઉન્નતિ નથી.

यो हवे बलवा सन्तो दुब्बलस्य तितिक्खति ।
तमाहु परमं खान्तिं निच्चं खमति दुब्बलो ॥

'જે પોતે બળવાન છતાં દૂબળાનું ખમી લે છે તે પરમ ક્ષમાવાન કહેવાય છે.

अबलं तं बलमाहु यस्स बालबलं बलम् ।
बलस्स धम्मगुत्तस्स पटिवत्ता न विज्जति ॥

'મૂર્ખના બળને જે બળ ગણે છે, એને ક્ષમાવાનના બળમાં નબળાઈ ભાસશે, કેમકે ધર્મરક્ષિત બળવાન પુરુષ બીજા સામે બોલચાલ કરતો નથી.'"

## ૧૭

## સદાચાર જ શ્રેષ્ઠ યજ્ઞ છે

મગધદેશમાં ખાનુમત નામે એક બ્રાહ્મણગામ હતું; ત્યાં કૂટદન્ત નામે ધનાઢ્ય બ્રાહ્મણ હતો. એણે મોટો યજ્ઞ માંડ્યો હતો, ને તેમાં હોમવા સારુ કંઈક પશુ એકત્ર કર્યા હતાં. એવે સમયે ભગવાન બુદ્ધ ત્યાં મોટા ભિક્ષુસંઘ સાથે આવી પહોંચ્યા અને અમ્બલટ્ઠિકા આરામમાં ઊતર્યા.

બીજા બ્રાહ્મણોને સંગે કૂટદન્ત પણ બુદ્ધ પાસે ગયો, અને ત્યાં એણે યજ્ઞની વાત કાઢી, એટલે બુદ્ધે કહ્યું:

"હે બ્રાહ્મણ, પૂર્વે એક મહાવિજિત નામે પ્રતાપી રાજા હતો, એને મહાયજ્ઞ કરવાનું મન થયું. રાજાએ વાત પુરોહિતને કાને નાંખી તો પુરોહિતે કહ્યું,

'વાત તો ઉત્તમ છે. પણ આપની પ્રજા નિષ્કંટક નથી, ચોરબહારવટિયાથી પીડાયેલી છે, તેમાં વળી આપ પ્રજા ઉપર નવો કરભાર નાખો એ ઠીક નહિ. કદાચ આપના મનમાં હોય કે ચોરલૂંટારાને પકડીને દંડું, કારાગૃહમાં નાખું, શૂળીએ ચડાવું એટલે દેશ થાળે પડે. પણ એ ભ્રમ છે. દેશને થાળે પાડવાનો ખરો માર્ગ આ છે, કે જે લોકો ખેતી તથા ગોરક્ષાનું કામ કરે એવા છે, એને આપ બીજ તથા ખાવાનું આપો, જે વેપારને યોગ્ય હોય એને મૂડી આપો,

જે રાજકાજમાં કુશળ હોય એને વેતન (પગાર) તથા પેટિયું આપો. આમ બધા માણસો પોતપોતાને કામે લાગી જશે, એટલે પછી કોઈ કોઈને પીડશે નહિ, રાજની ઊપજ વધશે, પ્રજા નિષ્કંટક તથા પીડામુક્ત બનીને મોજ કરશે ને ઘરબાર ઉઘાડાં મૂકીને છોકરાંને નચવતી કલ્લોલ કરશે.'

પુરોહિતનો ઉપદેશ રાજાને ગળે ઊતર્યો, અને એણે તરત જ તે પ્રમાણે વ્યવહાર કરવા માંડ્યો, અને દેશમાં સુખશાંતિ ફેલાયાં એટલે એણે વળી પાછી યજ્ઞની વાત પુરોહિત આગળ કરી. પુરોહિત કહે,

'ભલે, હવે નગરમાં તથા જનપદમાં જે મોટા મોટા ક્ષત્રિયો, અમાત્યો, સભાસદો, બ્રાહ્મણો તથા વણિકપુત્રો હોય તે બધાને કહેવરાવો, કે મહાયજ્ઞ કરવો છે તેની મને અનુજ્ઞા (રજા) આપો.'

રાજાએ આમ પ્રજાની સંમતિ માગી, અને પ્રજાએ તે આપી, એટલે યજ્ઞનો સમારંભ થયો, પણ એમાં એક પણ પ્રાણીની હિંસા ન થઈ, યજ્ઞસ્તંભ કરવા એકે ઝાડ છેદવું ન પડ્યું, અને આસન કરવા દર્ભ લણવાપણુંય નહોતું. કામ કરવાવાળા નોકરચાકર ઉપર ન દંડા ઉગામવા પડ્યા, ન એને ડારા દેવા પડ્યા, ન એને આંસુ સારવાં પડ્યાં. જેણે ઇચ્છયું એણે કામ કર્યું, જેણે ન ઇચ્છયું એણે કામ ન કર્યું. જેને જે ગમ્યું તે તેણે કર્યું, ન ગમ્યું તે ન કર્યું. ઘી, તેલ, માખણ, દહીં, મધ, સાકર આદિથી યજ્ઞની પૂર્ણાહુતિ થઈ.

રાજા ઉપર પ્રજાને પ્રેમ હતો, એટલે રાજાનો ઉત્સાહ જોઈને પ્રજાનેય શૂરાતન ચડ્યું. પ્રજાના મુખીઓએ પુષ્કળ ધન ભેળું કરીને રાજાને ચરણે ધર્યું.

રાજા કહે,

'સામાન્ય કરથી ઉપજેલું મારી પાસે કાઢ્યું ન ખૂટે એટલું ધન છે. આ ધન તમે પાછું લઈ જાઓ, અને અહીંથી બીજું વધારે પણ લઈ જાઓ.'

મુખીઓએ વિચાર્યું,

'આ નોખું કાઢેલું ધન પાછું આપણા ઘરમાં તો ન ઘાલવું. રાજા યજ્ઞ કરે છે તો આપણે અનુયજ્ઞ કરીએ.'

એમ કરીને તેઓએ દાનશાળા સ્થાપી ને એ ધન વાવર્યું."

કૂટદન્તે પૂછ્યું,

'હે ગૌતમ, આ યજ્ઞ કરતાં ઓછો અઘરો હોય, ઓછા આરંભવાળો હોય, પરંતુ એના કરતાં વિશેષ ફળદાયક હોય એવો યજ્ઞ છે કે?'

બુદ્ધ કહે:

'હા, છે. સુશીલ તથા જ્ઞાની વિશ્વસેવક ત્યાગીને નિત્યદાન અપાય એ આ યજ્ઞ કરતાંય ચડી જાય.'

કૂટદંતઃ 'રાજાના યજ્ઞ કરતાં અને નિત્યદાન કરતાંય ઓછો ત્રાસદાયક તથા વિશેષ ગુણકારી યજ્ઞ છે કે?'

બુદ્ધઃ 'છે. એવા વિશ્વસેવકોને અર્થે વિહાર (આશ્રમ) અર્પણ કરવા એ યજ્ઞ આ બેયને ટપી જાય.'

કૂટદંતઃ 'આ ત્રણેયથી ચડે એવો કોઈ યજ્ઞ છે કે?'

બુદ્ધ : 'હા. માણસ હિંસા, ચોરી, અનાચાર ન કરે, ખોટું ન બોલે, માદક વસ્તુ ન સેવે, ધર્મ જાણે અને પાળે એ યજ્ઞ યજ્ઞમાત્રમાં શ્રેષ્ઠ છે.'

## ૧૮

## ગાળ દેનારને ગૂમડું થાય, સાંભળી રહેનારને નહિ

એક સમયે ભગવાન બુદ્ધ રાજગૃહમાં વેણુવનને વિષયે વિહાર કરતા હતા.

ભારદ્વાજ ગોત્રના એક બ્રાહ્મણે બુદ્ધ પાસે જઈને પ્રવ્રજ્યા (ગૃહત્યાગ–સંન્યાસદીક્ષા) લીધી, એમ સાંભળીને એના એક સગા ભારદ્વાજને ભારે રોષ ચડ્યો. રોષે ધુંધવાતો ધુંધવાતો તે બુદ્ધ આગળ આવ્યો, અને કંઈક અસભ્ય તથા કઠોર વેણ બોલ્યો, બબ્બે કટકા ગાળ દેવા મંડ્યો.

ભારદ્વાજના અપશબ્દ સાંભળીને બુદ્ધે એને કહ્યું, 'હે બ્રાહ્મણ, આનું તું શું ધારે છે? તારે ઘેર મિત્ર, ભાઈબંધ, ભાયાત, વેવાઈવેલાં પરોણા થઈને આવે ખરાં કે?'

ભારદ્વાજ: 'હા, ગૌતમ, કોઈ વાર આવે.'

બુદ્ધ: 'હે બ્રાહ્મણ, એ અતિથિને જમાડવા તું પાંચ પકવાન્ન, બત્રીસ જાતનાં ભોજન, તેત્રીસ જાતનાં શાક રંધાવે ખરો કે?'

ભારદ્વાજ: 'હા, ગૌતમ, કોઈ વાર રંધાવું.'

બુદ્ધ: 'પણ જો મહેમાન જમણ ન સ્વીકારે તો હે બ્રાહ્મણ, તે અન્ન કોનું થાય?'

ભારદ્વાજ: 'મહેમાન ન જમે તો ગૌતમ, તે અન્ન અમારું જ થાય.'

બુદ્ધ: 'તે જ પ્રમાણે, હે બ્રાહ્મણ, અમે તને ગાળ ન દઈએ અને તું અમને દે, અમે તારા ઉપર રોષ ન

કરીએ અને તું અમારા ઉપર કર, અમે તને ન વઢીએ ને ને તું અમને વઢ; તે તારું અમે લઈએ નહિ, એટલે તે તારું જ થાય. હે બ્રાહ્મણ, કોઈ ગાળ દેનારને સામી ગાળ દે, રોષ કરનાર ઉપર વળતો રોષ કરે, વઢનારને સામો વઢે, તો તે તું તથા તારા અતિથિઓ ભેળા બેસીને જમો એના જેવું થયું. પણ અમે તારી હારે જમીએ નહિ, એટલે તારા અપશબ્દ તારા જ રહે.'

ભારદ્વાજ : 'હે ગૌતમ, રાજા સહિત આખી પરિષદ (રાજસભા) એમ જાણે છે, જે શ્રવણ ગૌતમ અર્હન્ત છે. છતાં તમે મારા ઉપર કોપાયમાન થયા છો.'

બુદ્ધ : 'હે બ્રાહ્મણ, શાન્તદાન્ત જીવન્મુક્ત અક્રોધીને ક્રોધ કેવો?

तस्मेव तेन पापीयो यो कुद्धं पटिकुज्झति ।
कुद्धमप्पटिकुज्झन्तो सङ्गामं जेति दुज्जयम् ॥

'ક્રોધી ઉપર જે સામો ક્રોધ કરે તે એ બેમાં વધારે પાપી છે. ક્રોધી ઉપર વળતો ક્રોધ ન કરે તે દુર્જય સંગ્રામ જીતે છે.

उभिन्नमत्थं चरति अत्तनो च परस्स च ।
परं सङ्कुपितं ञत्वा यो सतो उपसम्मति ॥

'સામા માણસને કોપેલો જાણીને જે પોતે શાન્ત રહે છે. તે પોતાનું તથા સામા માણસનું બેયનું કલ્યાણ કરે છે.

उभिन्नं तिकिच्छन्तानं अत्तनो च परस्स च ।
जना मञ्ञन्ति बालो ति ये धम्मस्स अकोविदा ॥

'શાન્ત પુરુષ પોતાની તથા સામા ધણીની પીડા ટાળે છે, પણ ધર્મને નહિ જાણનાર લોકો એને મૂર્ખ ગણે છે.'

## ૧૯

## ‘ અમારા કુળમાં તરુણ મરતા નથી ’

नहि कल्याणकृत्कश्चिद् दुर्गतिं तात गच्छति ।

રાજા બ્રહ્મદત્ત વારાણસીમાં રાજ્ય કરતો હતો, તે સમયે કાશીરાષ્ટ્રના એક ગામડામાં એક બ્રાહ્મણ વસતો હતો. એ બહુ સદાચારી હતો, એટલે એને બધા ધર્મપાલ કહેતા. એના ઘરના ચાકર પણ દાન દેતા, શીલ રાખતા તથા ઉપવાસ કરતા.

ધર્મપાલને ઘેર પુત્ર અવતર્યો. પુત્ર મોટો થયો, એટલે પિતાએ એને સહસ્ર સોનૈયા આપીને વિદ્યા ભણવા તક્ષશિલા મોકલ્યો. તે ત્યાં જઈને એક દિગ્વિજયી આચાર્યના પાંચસેં શિષ્યોમાં વડો થઈને રહ્યો.

હવે આચાર્યનો એક દીકરો મરી ગયો, એટલે આચાર્ય, એનાં સગાંસંબંધી, શિષ્યો, સર્વે આક્રન્દ કરવા મંડ્યા. એક ધર્મપાલકુમાર રોતો કકળતો નહોતો. શ્મશાનથી આવ્યા પછી ‘ આવો સદાચારી જુવાનજોધ માબાપને મૂકીને ચાલતો થયો, ’ એમ બધા શિષ્યો ખરખરો કરે છે, એટલે ધર્મપાલ બોલ્યો, ‘ સાચે જ તમે તરુણ એમ કહો

છો? તરુણ અવસ્થામાં જ તેનો દેહાન્ત કેમ થયો? જુવાનીમાં મરવું ન ઘટે.'

બીજા કહે, 'મરણ તો માણસનો સ્વભાવ જ છે તે તું નથી જાણતો?'

'જાણું છું. પણ જુવાનીમાં ન મરે, વૃદ્ધ થઈને મરે.

'ધર્મપાલ, તમારા ઘરમાં કોઈ મરે નહિ કે?'

'નાનપણમાં કોઈ ન મરે, બુઢાપામાં મરે.'

'આ તારા કુલની રીતિ છે?'

'હા.'

શિષ્યોએ આ વાત આચાર્યને કરી. આચાર્યે ધર્મપાલને બોલાવીને પૂછ્યું, 'સાચે જ, તાત ધર્મપાલ, તમારા કુળમાં નાનપણે કોઈ મરતા નથી?'

'સાચે જ, મહારાજ.'

આચાર્યે વિચાર્યું, 'આ તો ભારે આશ્ચર્ય કહેવાય. આના બાપ પાસે જઈને પૂછપરછ કરી, આ ખરી વાત હોય તો, એના જેવો જ ધર્મ હું પાળીશ.'

એમ વિચારી સાતઆઠ દિવસ પછી ધર્મપાલને બોલાવીને કહ્યું, 'જો બાપુ, હું પ્રવાસે જાઉં છું. હું આવું ત્યાં લગી આ શિષ્યોને તું ભણાવજે.'

પછી આચાર્યે બકરાંનાં હાડકાં મેળવ્યાં, ધોયાં, સુવાસિત કર્યાં, તેને પોતાના ખડિયામાં ઘાલ્યાં, ને એક નાના છોકરાને સાથે લઈને તક્ષશિલાથી કાશી સધાવ્યા.

ધર્મપાલને ગામડે પહોંચીને 'મહાધર્મપાલનું ઘર કયું?' એમ પૂછતાં પૂછતાં ઘર ગોતી કાઢ્યું, ને બાર આગળ જઈને ઊભા.

બ્રાહ્મણના જે નોકરે આચાર્યને પ્રથમ દીઠા, એણે તેના હાથમાંથી છત્રી લીધી, પગરખાં લીધાં, અને આચાર્ય ભેળો છોકરો હતો એના હાથમાંથી ખડિયો લીધો.

'તમારા પુત્ર ધર્મપાલકુમારના આચાર્ય બાર આગળ ઊભા છે એમ કુમારના પિતાને કહો,' એમ આચાર્યે નોકરને કહ્યું, એટલે એણે જઈને બ્રાહ્મણને સમાચાર આપ્યા. બ્રાહ્મણ વેગથી બાર આગળ આવ્યો, 'આમ પધારો' એમ કહીને આચાર્યને ઘરમાં આણ્યા, ઊંચે આસને બેસાડ્યા, અને પગ ધોવાની આદિ સત્ક્રિયા કરી.

આચાર્ય જમ્યાજુઠ્યા પછી સુવાણે બેઠા છે ને વાતચીત કરે છે ત્યાં તે બોલ્યા, 'હે બ્રાહ્મણ, તારો પુત્ર ધર્મપાલકુમાર ત્રણ વેદ અને અઢાર કળાનો પારગામી થયો, પણ અકસ્માત મરણ પામ્યો. આ સંસાર જ એવો અનિત્ય છે, એટલે શોક ન કરવો, ધીરજ રાખવી.'

બ્રાહ્મણે તાળી પાડી ને ખડખડ હસી પડ્યાં.

'કેમ હસ્યા, ભૂદેવ?'

'મારો પુત્ર ન મરે, બીજું કોઈ મરી ગયું હશે.'

'વિપ્ર, તમારો જ પુત્ર મરી ગયો. આ જુઓ એનાં ફૂલ,' એમ કહીને હાડકાં બ્રાહ્મણને દેખાડ્યાં.

'આ તો બકરાંનાં હાડકાં હશે, કે કૂતરાંનાં. પણ મારો પુત્ર કદાપિ ન મરે. અમારા કુળમાં સાત પેઢીથી કોઈ બાળપણમા મર્યું જ નથી. તમે ખોટું બોલો છો,' એમ કહેતોક ને બ્રાહ્મણ વળી પાછો હસ્યો ને તાળી પાડવા મંડ્યો.

આ જોઈને આચાર્ય તો સ્તબ્ધ જ થઈ ગયા અને બોલ્યા, 'હે બ્રાહ્મણ, તમારા કુળમાં તરુણ મરતા નથી તેનું

કારણ શું? એવું કયું વ્રત કે બ્રહ્મચર્ય તમે પાળો છો, જેને પ્રતાપે તમે આવા સુખી છો?'

किं ते वतं किं पन ब्रह्मचर्यम् ।
किस्स सुचिण्णस्स अयं विपाको ।
अक्खाहि मे ब्राह्मण एतमत्थम् ।
कस्मा हि तुम्हं दहरा न मीयरे ॥

બ્રાહ્મણે ઉત્તર વાળ્યું,

धम्मं चराम न मुसा भणाम ।
पापानि कम्मानि विवज्जयाम ।
अनारियं परिवज्जेमु सब्बम् ।
तस्मा ति अम्हं दहरा न मीयरे ॥

'અમે ધર્મ આચરીએ છીએ, ખોટું બોલતા નથી, પાપકર્મમાત્રથી દૂર રહીએ છીએ. એટલે અમારા કુટુમ્બમાં તરુણ નથી મરતા.

सुणोम धम्मं असतं सतं च ।
न चापि धम्मं असतं रोचयाम ।
हित्वा असन्ते न जहाम सन्ते । तस्मा० ॥

'સજ્જનનાં તથા દુર્જનનાં કામ અમે સાંભળીએ છીએ, પણ દુર્જન પ્રત્યે ઉપેક્ષા કરીએ છીએ, દુર્જનથી આઘા રહીએ છીએ, ને સજ્જનનો સંગ કદાપિ છોડતા નથી. એટલે૦

पुब्बे व दाना सुमना भवाम ।
ददं पि चे अत्तमना भवाम ।
दत्वापि चे नानुतप्पाम पच्छा । तस्मा० ॥

'દાન દેવાનો વિચાર કરતાં અમે પ્રસન્નચિત્ત રહીએ છીએ; દાન કરતાં પણ પ્રિય વચન બોલીએ છીએ, મોઢું કટાણું કરતા નથી; અને દાન દીધા પછી જીવ બાળતા નથી. એટલે૦

समणे मयं ब्राह्मणे अद्धिके च ।
वनिब्बके याचनके दलिद्दे ।
अन्नेन पानेनऽभितप्पयाम । तस्मा० ॥

'શ્રમણ, બ્રાહ્મણ, પ્રવાસી, યાચક, દરિદ્ર, એ બધાને અન્નજળે તૃપ્ત કરીએ છીએ. એટલે૦

मयं च भार्यां नातिक्कमाम ।
अम्हे च भार्या नातिक्कमन्ति ।
अञ्ञत्र ताहि ब्रह्मचर्यं चराम । तस्मा० ॥

'અમારી સ્ત્રી પ્રત્યે અમે પત્નીવ્રત પાળીએ છીએ, અને અમારી સ્ત્રી અમારા પ્રત્યે પતિવ્રત પાળે છે. પરસ્ત્રી અમારે માત સમાન છે. એટલે૦

एतासु वा जायरे सुग्गवासु ।
मेधाविनो होन्ति पहूतपञ्ञा ।
बहुस्सुता वेदगुणा च होन्ति । तस्मा० ॥

'આ સતી સ્ત્રીઓને પુત્ર અવતરે છે તે બુદ્ધિશાળી, પ્રજ્ઞાવાન, બહુશ્રુત અને વેદ જાણનાર થાય છે. એટલે૦

माता पिता च भगिनी भातरो च ।
पुत्ता च दारा च मयं च सब्बे ।
धम्मं चराम परलोकहेतु । तस्मा० ॥

'મા, બાપ, બહેન, ભાઈ, દીકરા, સ્ત્રી અને અમે બધાં નિજધામ પામવાની આશાએ ધર્મ આચરીએ છીએ. એટલે૦

दासा च दस्सो अनुजीविनो च।
परिचारिका कम्मकरा च सब्बे।
धम्मं चरन्ति परलोकहेतु। तस्मा० ॥

'અમારા ઘરના ચાકરનોકર, દાસદાસી, પરિચારિકા, કામવાળા, બધાં સદાચારી છે. એટલે૦

धम्मो हवे रक्खति धम्मचारिम्।
धम्मो सुचिण्णो सुखमावहाति।
एसा निसंसो धम्मे सुचिण्णे।
न दुग्गतिं गच्छति धम्मचारी ॥

'ધર્મ ધર્મચારીની રક્ષા કરે છે. આચરેલો ધર્મ માણસને સુખાવહ થાય છે. ધર્માચરણનો આ ફલાદેશ છે, જે ધર્મચારી દુર્ગતિને પામતો નથી.

धम्मो हवे रक्खति धम्मचारिम्।
छत्तं महन्तं विय वस्सकाले।
धम्मेन गुत्तो मम धम्मपालो।
अञ्ञस्स अट्ठीनि सुखी कुमारो।

'વર્ષા ઋતુમાં મોટા છત્ર જેવો ધર્મ ધર્મચારીને રક્ષે છે. મારા ધર્મપાલને ધર્મની રક્ષા છે, આ હાડકાં બીજાનાં છે, ને કુમાર તો સાજો નરવો છે. ભૂખ્યો નથી, તરસ્યો નથી, આંબાની ડાળે બેઠો બેઠો ટહુકા કરે છે.'

## ૨૦

## કોપપિશાચ

બલદેવ, વાસુદેવ, દારુક તથા સત્યક એક દિવસે પાણી-પંથા ઘોડા ઉપર ચડીને ચાલી નીકળ્યા, તે એક મોટા વનમાં આવી પહોંચ્યા. વારાફરતી એક જણ જાગે એમ ઠરાવીને ત્યાં તે વડની છાયા નીચે રાત રહ્યા. પહેલે પહોરે દારુક પહેરો ભરતો હતો ત્યાં કોપ પિશાચનું રૂપ લઈને એની પાસે આવ્યો અને બોલ્યો, ‘ હું છ માસનો ભૂખ્યો છું, ને આ સૂતા છે એને મારે ખાવા છે. તું જો એનો રક્ષક હો, તો મારી સાથે લડવા પડમાં આવી જા. ‘ ભલે,’ કહેતાક ને દારુક એની સાથે ઝૂઝવા મંડ્યો. પિશાચને ચીત કરી ન શકે એટલે દારુકને ક્રોધ ચડે. હવે જેમજેમ દારુક પિશાચ ઉપર વધારે વધારે ધખે, તેમતેમ તો કોપાત્મક પિશાચનું બળ વધતું જાય, અને પિશાચ દારુકને વારેવારે પછાડે.

चुकोप दारुकोऽत्यर्थं पिशाचाय यथा यथा ।
कोपात्मकः पिशाचोऽपि सोऽवर्धत तथा तथा ॥
वर्धमानेन तेनाभिभूयमानो मुहुर्मुहुः ।
दारुकः प्रथमं याम कृच्छ्रेण महताऽत्यगात् ॥ भावविजय* ॥

* ઉત્તરાધ્યયન સૂત્ર ૨-૩૧ ની ટીકા

દારુકના હાથ પગ છોલાઈ ગયા, હાડકાં કાંઈક ખોખ: થયાં, કાંઈક ભાંગ્યાં, ને કાંઈક રંગાયાંય ખરાં. એમ હાર હારતાં પહેલો પ્રહર વીત્યો, એટલે દારુક સૂતો, અને બીજે પ્રહરી સત્યક પહેરા ઉપર ચડ્યો. સત્યકને પણ પિશા એમ ને એમ આકુળવ્યાકુળ કરી મૂક્યો, અને અંતે બળદેવ ઉઠાડીને તે સૂઈ રહ્યો. હવે ત્રીજી બળદેવની પાળી આવી તેમાં પિશાચે પ્રથમ પ્રમાણે બળરામનેય નિર્બળ કરી નાખ્યા

ચોથે પહોરે શ્રીકૃષ્ણને જગાડીને બળદેવ સૂતા કૃષ્ણને પિશાચ કહે,

सुप्तानेतानहं प्सातुमागतोऽस्मि बुभुक्षितः ।

'હું ભૂખ્યો છું. તે આ સૂતા છે એને ખાવા આવ્યો છું

विष्णुः प्रोचे मामजित्वा सहायान् हंसि मे कथम् ।

કૃષ્ણ કહે, 'મને જીત્યા વિના મારા સાથીઓને તું કે હણી શકે?' એટલે કૃષ્ણ અને પિશાચનું દ્વન્દ્વયુદ્ધ ચાલ્યું.

स्फोटयन्ताविव भुजास्फोटैर्ब्रह्माण्डसंपुटम् ।

હવે જેમ જેમ પિશાચ બળ કરીને લડે, તેમ તેમ 'રંગ તને, ઘણો બળવાન મલ્લ,' એમ કૃષ્ણ આનંદ પામીને એ ધન્યવાદ આપે.

यथा यथोच्चैर्युयुधे स पिशाचस्तथा तथा ।
अहो तरस्वी मल्लोऽयमित्यतुष्यद् भृशं हरिः ॥

અને જેમ જેમ કૃષ્ણ પ્રસન્ન થાય તેમ તેમ પિશાચ મોળો પડે

कृष्णो यथा यथाऽतुष्यत्सोऽहीयत तथा तथा ।
हरिणेत्थं क्षयं नीतो लघुर्बाढं बभूव सः ॥

અંતે પિશાચ એટલો ક્ષીણ થઈ ગયો, કે કૃષ્ણે એને ઉપાડી પોતાના ડગલાના ગુંજામાં મૂકી દીધો.

સવારે ઊઠીને કૃષ્ણ જુએ છે તો પોતાના ત્રણે સાથીને માર પડ્યો છે, ને મારની કળેય હજી ઊતરી નથી. કૃષ્ણે એને પૂછ્યું, કે 'આ માર તમે ક્યાં ખાધો?' એટલે ત્રણે જણાએ રાત્રે આવેલા બળવાન પિશાચની વાત કરી. પછી કૃષ્ણે ખીસામાંથી પિશાચને કાઢીને બધાને બતાવ્યો, અને કહ્યું,

पिशाचरूपः कोपोऽयमायातो योऽभवन्निशि ॥
अनेन युध्यमानैर्यद्युष्माभिश्चुकुपे भृशम्।
तदसौ ववृधे यस्मात्कोपः कोपेन वर्धते ॥
वृद्धिंगतश्च युष्माकं पराभवमसौ व्यधात्।
वृद्धिंगता हि दोषाय द्विट्कोपाग्निविषद्रुमाः ॥
मया तु कुर्वता युद्धं शान्तत्वेनोत्कटोऽप्ययम्।
प्रापितस्तनुतां यस्मात्कोपः क्षान्त्यैव जीयते ॥

'આ તો ક્રોધ પિશાચરૂપે આવ્યો હતો. એની સાથે લડતાં તમે બહુ રોષ કર્યો, એટલે એ પોષ્યો, કારણ કોપ કોપે કરીને વધે છે, અને પોષી જઈને એણે તમારો પરાભવ કર્યો. શત્રુ, ક્રોધ, આગ અને વિષવૃક્ષ આટલાં વધે તો સારું ફળ ન આવે. પણ મેં તો શાંત રહીને યુદ્ધ કર્યું, એટલે આટલો બળિયો છતાં તે ક્ષીણ થઈ ગયો. કારણ કોપ ક્ષમાએ કરીને જ જિતાય છે.'

## ૨૧

## કાળકૂતરો

દેવોના રાજા શક્ર એક સમયે અમરાપુરી ને નન્દનવનમાં નગરચર્યા જોવા નીકળ્યા, અને જુએ છે તો દેવલોક આખો શૂન્યવત્ ઉજ્જડ લાગ્યો, તથા નવા દેવપુત્ર દીઠા નહિ. પછી મનુષ્યલોક ઉપર દૃષ્ટિ કરી તો માણસોનાં ટોળેટોળાં નરકમાં જાય છે અને ધર્મની ગ્લાનિ થઈ છે. શક્ર ઊંડા વિચારમાં પડી ગયા, 'જો આમ ને આમ ચાલે, ધર્મસંસ્થાપન થાય નહિ, તો તો થોડા દિવસમાં અમરાપુરીમાં કાગડા ઊડશે તે કેમ જોયું જશે? પણ એનું કરવું કેમ?' વિચારતાં વિચારતાં એક ઉપાય હાથ લાગ્યો. 'મહાજનમંડળને બિવરાવું, ત્રાસ પમાડું, અને ભયભીત કરીને પછી આશ્વાસન આપું તથા ધર્મનો ઉપદેશ કરું, જેથી કરીને ધર્મનો પુનરુદ્ધાર થાય.'

આમ નિશ્ચય કરીને સુરેન્દ્રે માતલિને બોલાવ્યો, અને જેને જોઈને ગર્ભવતી સ્ત્રીનો ગર્ભ ગળી જાય એવા ભયાનક, કેળા કેળા જેવડી ચાર દાઢવાળા પ્રચંડ કાળા કૂતરાનું રૂપ એને આપ્યું. કૂતરાને પાંચસરી સાંકળે બાંધ્યો

રાતી માળા પહેરાવી, અને ગળે દોરી બાંધીને સાથે લીધો. પોતે કષાય વસ્ત્ર પહેર્યાં, માથા પાછળ વાળ બાંધ્યા, રાતી માળા પહેરી, પરવાળાના રંગની પણછવાળું મોટું ધનુષ લીધું, વજ્ર જેવી અણીવાળાં બાણ આંગળીએ ચકરચકર ફેરવવા મંડ્યો; આમ વનચરનો વેષ લઈ પાપનગરથી એક યોજન દૂર આવીને ઊભો. 'પૃથ્વીનો પ્રલય થાય છે, મહા-ઉત્પાત થાય છે' એમ ત્રણવાર સાદ કર્યો ને માણસોને હેબતાવી દીધા. નગરને પાદરે આવીને ફરીને એ જ પ્રમાણે સાદ કર્યો. કાળકૂતરાને જોઈને માણસોને ફાળ પડી, હુડુડુડુ કરતા તે નગરમાં ભાગ્યા અને ઉશીનર રાજા પાસે જઈને બધી વાત કરી. રાજાએ તરત જ નગરનાં દ્વાર વાસી દીધાં. પણ સુરેન્દ્ર તો અઢાર હાથ ઊંચો ગઢ ઠેકીને કૂતરા સાથે નગરના ચોકમાં આવીને ઊભા! ભયના માર્યા લોકોએ ઘરમાં ઘરીને બારણાં બંધ કર્યાં. કૂતરો જેટલા માણસને દેખે એટલા પાછળ દોડે ને ત્રાસ વર્તાવે, એમ કરતાં કરતાં રાજાના આંગણા આગળ પહોંચ્યો. રાજમહેલનાં માણસોએ મહેલની દોઢી બંધ કરી. ઉશીનર રાજા અંતઃપુરને લઈને અગાશી ઉપર ચડી ગયા. કાળકૂતરે આગલા પગ ઊંચા કરીને મહેલના કમાડ ઉપર મૂક્યા અને મહાભષણ ભસ્યો. રસાતલથી માંડીને સાતમા દેવલોક સુધી આખું વિશ્વ એના ભસવાના ધ્વનિમય થઈ ગયું. નગરવાસી ભયથી કંપવા મંડ્યા. સુરેન્દ્રને એક શબ્દ પણ કહેવાની કોઈની છાતી ચાલતી નહોતી.

અન્તે રાજાએ બારીએ આવી સુરેન્દ્રને કહ્યું, 'હે પારાધ, તારો કૂતરો કેમ ભસ્યો?'

'કૂતરો છ માસનો ભૂખ્યો છે એટલે.'

'એમ હોય તો એને ભાતું અપાવું.'

રાજાએ પોતા તથા પોતાના કુટુમ્બ સારૂ રસોઈ તૈયાર હતી તે બધી કૂતરાને પીરસાવી. પણ કૂતરો તો તે બધું જાણે એક કોળિયો ન હોય એમ ખાઈ ગયો અને પાછો ભસવા મંડચો.

વળી પાછું રાજાએ ભસવાનું કારણ પૂછ્યું, સુરેન્દ્રે કહ્યું, 'એ ભૂખ્યો જ છે, એને બીજું કાંઈ દુઃખ નથી,' એટલે રાજાએ હાથીઘોડા સારુ રાંધેલું ખાણ બધું કૂતરા આગળ ધરાવ્યું. કૂતરો તો આ પણ એક સપાટે પટકાવી ગયો, એટલે રાજાએ આખા નગરની રસોઈ એને અપાવી. કૂતરો તેય ઉડાવી ગયો, ને પાછો ભસવા મંડચો.

'આ કૂતરો ન હોય, નક્કી રાક્ષસ છે. એનું અહીં આવવાનું કારણ પૂછું,' એમ વિચારીને રાજાએ કહ્યું,

कण्हो कण्हो च घोरो च सुक्कदाठो पतापवा ।
बद्धो पञ्चहि रज्जूहि किं धीर सुनखो तवा ॥

'પાંચ દોરીએ બાંધેલો, ધોળી દૂધ જેવી દાઢવાળો તારો કાળો કાળો ઘોરસ્વરૂપ કૂતરો, હે ધીરપુરુષ, અહીં કેમ આવ્યો છે?'

સુરેન્દ્રે ઉત્તર વાળ્યું,

नायं मिगानामत्थाय उसीनर भविस्सति ।
मनुस्सानामनयो हुत्वा तदा कण्हो पमोक्खति ॥

'હે રાજા, કાળકૂતરો પશુનો શિકાર કરવા આવ્યો નથી, પણ એને હું છોડીશ એટલે તે માણસોને દંડ દેશે.'

રાજાએ પૂછ્યું, 'હે પારાધિ, તારો કૂતરો બધાં જ માણસોનું માંસ ખાશે, કે તારા શત્રુઓનું જ?'

'મહારાજ, શત્રુઓનું જ.'

'પણ તારા શત્રુ કોણ છે?'

'મહારાજ, અધર્મી તથા દુરાચારી મારા શત્રુ છે. સંસારીને તારવા સારુ સંસાર ત્યજે અને પછી એ જ સંસારીને બુડાડે છે એવા નામધારી સાધુને આ કૂતરો દંડશે. નિર્બુદ્ધિ તથા નિર્ધનને અર્થે વાપરવા બુદ્ધિમાનને બુદ્ધિ તથા ધનવાનને ધન મળે છે. તે બુદ્ધિ અને ધન જે બુદ્ધિશાળી તથા ધનવાન સ્વાર્થે વાપરે છે એને આ કૂતરો દંડશે. પ્રજાને હિતાર્થે રાજાની સ્થિતિ છે છતાં જે રાજા પ્રજાનું અહિત કરે છે એને આ કૂતરો દંડશે.

मातरं पितरं चापि जिण्णके गतयोब्बने ।
पहु सन्तो न भरन्ति तदा कण्हो पमोक्खति ॥

ઘરડાં માબાપને પાળવાની શક્તિ છતાં જે પાળતા નથી એના ઉપર કૂતરાને હું છોડીશ.

मायाविनो नेकतिका असप्पुरिसचिन्तका ।
यदा लोके गमिस्सन्ति तदा कण्हो पमोक्खति ॥

દંભી ધુતારા જગતમાં વધી પડ્યા છે એને આ કૂતરો દંડશે.'

## ૨૨

# ક્રોધી ઉપર વળતો ક્રોધ ન કરવો

अक्कोसिज्ज परो भिक्खुं न तेसिं पडिसंजले ।
सरिसो होई बालाणं तम्हा भिक्खू न संजले ॥

उत्तराध्ययन सूत्र २–२४ ।

(आक्रोशेच्च परो भिक्षुं न तस्मै प्रतिसंज्वलेत् ।
सदृशो भवति बालानां तस्माद् भिक्षुर्न संज्वलेत् ॥)

"કોઈ આપણો તિરસ્કાર કરે તો તેના ઉપર સામા ભડકવું નહિ, કારણ તેથી માણસ બાળકમાં, અજ્ઞાનમાં ખપે છે."

આ સૂત્રના સમર્થનમાં ટીકાકારો એક વાર્તા કહે છે:

એક ગુણવાન સાધુ હતા. તે માસક્ષપણ (મહીના દિવસના ઉપવાસ) આદિ ઉગ્ર તપ કરતા. તેના ગુણની અનુરાગિણી એક દેવતા હતી, એ સાધુને નમે અને કહે, કે 'મારા સરખું કામકાજ અવશ્ય ચીંધજો.'

એક દિવસે કોઈ બ્રાહ્મણે સાધુને કડવાં વેણ સંભળાવ્યાં. સાધુને રીસ ચડી અને એ તો બ્રાહ્મણ સાથે વઢી પડ્યા. સાધુનું શરીર તપસ્યાને લીધે ક્ષીણ થયેલ, એટલે બળિયા બ્રાહ્મણે એને મારીને ભોંઠા પાડ્યા, ફરી ફરીને દેહદંડ દીધો, ને પછી છોડી મૂક્યા. સાધુ માંડમાંડ સ્થાનકભેળા થઈ શક્યા.

થોડી વારે સ્થાનકને તેજથી અજવાળતી દેવતા સાધુ પાસે આવી અને પગે લાગી, પણ સાધુ એક અક્ષરે બોલતા

નથી. દેવતા કહે, 'મહારાજ, મારાથી કાંઈ અપરાધ થઈ ગયો છે કે કાંઈ આપના વાંકમાં આવી ગઈ છું, જેથી કરીને આજ આપ મને બોલાવતાય નથી?' સાધુ કહે, 'બ્રાહ્મણે મને માર્યો, પણ તેં મારી રક્ષા ન કરી, અને મને દંડનારને તેં દંડ્યો નહિ. તારો ભાવ માત્ર બોલવામાં જ છે, હૃદયમાં નથી. એટલે હું તને બોલાવીને શું કરું?' દેવી આ સાંભળીને સહજ હસી અને બોલી,

> युवयोरभवद्युद्धं यदान्योन्यविलग्नयोः ।
> तदाहमपि तत्रैवाभूवं कौतुकदर्शिनी ॥
> किन्तु तुल्यौ युवां दृष्टौ कोपाविष्टौ मया यदा ।
> कः साधुः को द्विजश्चेति नाज्ञासिषमहं तदा ॥
> युष्मद्रक्षां विप्रशिक्षामत एव च न व्यधाम् । भावविजयगणि ।

'મહારાજ, આપ તથા બ્રાહ્મણ એકબીજા સાથે બાથ ભીડીને ઝૂઝતા હતા, ત્યાં હું પણ કૌતુક જોતી આવી ચડી હતી. પણ મેં જોયું કે બેય જણામાં એકસરખો ક્રોધાગ્નિ ભડભડ બળતો હતો, તેથી કરીને આમાં સાધુ કોણ ને બ્રાહ્મણ કોણ એ હું સમજી ન શકી, બેય ચાંડાળ જેવા જ લાગ્યા. એટલે મેં આપની રક્ષા ન કરી, અને બ્રાહ્મણને શિક્ષાય ન કરી.'

આ સાંભળતાં જ સાધુનો કોપ શમી ગયો, ને તે બોલ્યા,

> सूनृता प्रेरणा देवि त्वयासौ विहिता मम ।
> तदमुष्यातिचारस्य मिथ्यादुष्कृतमस्तु मे ॥

'હે, દેવી, તેં આ મને સાચી પ્રેરણા કરી. આ દોષ મેં કર્યો તે મારા પશ્ચાત્તાપને બળે શુદ્ધ થાઓ.'

## २३

# સનાતન ધર્મનું ચાતુર્વર્ણ્ય

## ( છાન્દોગ્ય ઉપનિષદ્ )

सत्यकामो ह जाबालो जबालां मातरमामन्त्रयांचक्रे ब्रह्मचर्यं भवति विवत्स्यामि किंगोत्रो न्वहमस्मीति ॥ ४–४–१ ॥

જબાલાપુત્ર સત્યકામે માતા જબાલાને પૂછ્યું, 'બા, મારે અધ્યયન કરવા આચાર્યકુલવાસ કરવો છે. હું કયા ગોત્રનો છું ?'

सा हैनमुवाच । नाहमेतद्वेद तात यद्‌गोत्रस्त्वमसि । बह्वहं चरन्ती परिचारिणी यौवने त्वामलभे साऽहमेतन्न वेद यद्गोत्रस्त्वमसि । जबाला तु नामाहमस्मि सत्यकामो नाम त्वमसि स सत्यकाम एव जाबालो ब्रुवीथा इति ॥ २ ॥

તેણે એને કહ્યું, 'તું કયા ગોત્રનો છે તે તો બાપુ, હું જાણતી નથી. જુવાનીમાં હું પરઘરનાં કામ કરતી ને અનેક માણસોના પ્રસંગમાં આવતી ત્યારે તું મને સાંપડ્યો છે, એટલે તારું ગોત્ર હું નથી જાણતી. પણ હું જબાલા છું, ને તું સત્યકામ છે, એટલે સત્યકામ જાબાલ એમ જ તારું નામ દેજે.'

પછી સત્યકામ ગૌતમમુનિ પાસે ગયો ને એને કહ્યું, 'ભગવન્, મારે આપ પાસે રહીને ભણવું છે.' શિષ્યનું કુલગોત્ર જાણ્યા પછી એનું ઉપનયન (એડમિશન) થાય (विज्ञातकुलगोत्रः शिष्य उपनेतव्यः ।) એવો નિયમ છે, એટલે ગૌતમે પૂછ્યું, 'હે સોમ્ય, તું કયા ગોત્રનો છે?'

સત્યકામે કહ્યું, 'હું જે ગોત્રનો છું તે હું જાણતો નથી. મેં માને પૂછ્યું તો એણે ઉત્તર આપ્યું, કે "જુવાનીમાં હું પરઘરનાં કામ કરતી ને અનેક માણસોના પ્રસંગમાં આવતી ત્યારે તું મને સાંપડ્યો છે, એટલે તારું ગોત્ર હું નથી જાણતી. પણ હું જબાલા છું, ને તું સત્યકામ છે," એટલે હું સત્યકામ જાબાલ છું.'

ગૌતમે કહ્યું, '**જે બ્રાહ્મણ નથી તે આવો સત્યવાદી ન હોય. તું સત્યથી ચળ્યો નહિ એટલે તું બ્રાહ્મણ જ છે.** હે સોમ્ય, હું તને રાખીશ, ઉપનયન-સંસ્કારના હોમ સારુ સમિધ આણ.'

नैतदब्राह्मणो विवक्तुमर्हति । समिधं सोम्याऽऽहरोप त्वा नेष्ये न सत्यादगा इति ॥५॥

આમ એનું ઉપનયન કરીને, ગૌતમે ચારસેં દૂબળી-પાતળી ગાય નોખી કાઢીને સત્યકામને કહ્યું, 'હે સોમ્ય, તું આ ગાયોનો અનુચર થા ને એની સેવા કર.' ગાયોને ચરવા લઈ જતાં સત્યકામે કહ્યું, 'આની સંખ્યા વધીને સહસ્ર (હજાર) ન થાય ત્યાં લગી પાછો નહિ આવું.'

कृशानामबलानां चतुःशता गा निराकृत्योवाच । इमाः सोम्यानुसंव्रजेति । ता अभिप्रस्थापयन्नुवाच । नासहस्रेणाऽऽवर्तेयेति ॥५॥

(ભવિષ્યપુરાણ)

चत्वार एकस्य पितुः सुताश्च
तेषां सुतानां खलु जातिरेका ।
एवं प्रजानां हि पितैक एव
पित्रैकभावान् न च जातिभेदः ॥४५॥

ब्रा० अ० ४२॥

એક પિતાને ચાર દીકરા હોય, તે દીકરાઓની જાતિ એક છે; એમ જ ચારેય વર્ણનો પિતા—ભગવાન—એક છે, અને પિતા એક છે એટલે જાતિભેદ જેવું કાંઈ છે નહિ.

(મહાભારત)

जातिरत्र महासर्प मनुष्यत्वे महामते ।
सङ्करात् सर्ववर्णानां दुष्परीक्ष्येति मे मतिः ॥
सर्वे वै योनिजा मर्त्याः सर्वे मूत्रपुरीषजाः ।
एकेन्द्रियेन्द्रियार्थाश्च तस्माच् छीलगुणैर्द्विजः ॥
शूद्रोऽपि शीलसंपन्नो गुणवान् ब्राह्मणो भवेत् ।
ब्राह्मणोऽपि क्रियाहीनः शूद्रात्प्रत्यवरो भवेत् ॥

वनपर्व १८०॥

સર્વ વર્ણોનો સંકર થઈ ગયો છે, એટલે જાતિની પરીક્ષા દુષ્કર છે. જન્મમરણ આદિ બધાને સરખું જ છે, એટલે શીલગુણોથી માણસ દ્વિજ ગણાય છે. શૂદ્ર પણ સુશીલ ને ગુણવાન હોય તો તે બ્રાહ્મણ બને, અને સદાચાર-રહિત બ્રાહ્મણ શૂદ્રથીયે નીચ થાય.

सत्यं दानं क्षमा शीलं आनृशंस्यं तपो घृणा ।
दृश्यन्ते यत्र नागेन्द्र स ब्राह्मण इति स्मृतः ॥

शूद्रे तु यद् भवेल्लक्ष्यं द्विजे तच्च न विद्यते ॥
न वै शूद्रो भवेच्छूद्रो ब्राह्मणो न च ब्राह्मणः ॥
यत्रैतल्लक्ष्यते सर्वं वृत्तं स ब्राह्मणः स्मृतः ।
यत्रैतन्न भवेत् सर्प तं शूद्रमिति निर्दिशेत् ॥

સત્ય, દાન, ક્ષમા, શીલ, અક્રૂરતા, તપ, દયા, આ ગુણ જેનામાં જણાય તે બ્રાહ્મણ. શૂદ્રમાં આ ગુણ હોય ને બ્રાહ્મણમાં ન હોય, તો એ શૂદ્ર શૂદ્ર નથી અને બ્રાહ્મણ બ્રાહ્મણ નથી. આ સદાચાર જેનામાં દેખાય તે બ્રાહ્મણ; ને જેનામાં ન દેખાય તે શૂદ્ર.

(શ્રીમદ્‌ભાગવત)

शमो दमस्तपः शौचं सन्तोषः क्षान्तिरार्जवम् ।
ज्ञानं दयाऽच्युतात्मत्वं सत्यं च ब्रह्मलक्षणम् । ७–११–२१ ॥

શમ(મનઃસંયમ), દમ(બાહ્યેન્દ્રિયસંયમ), તપ, પવિત્રતા, સન્તોષ, ક્ષમા, સરળતા, જ્ઞાન, દયા, ઈશ્વરપરાયણતા, અને સત્ય આ બ્રાહ્મણનું લક્ષણ છે.

शौर्यं वीर्यं धृतिस्तेजस्त्याग आत्मजयः क्षमा ।
ब्रह्मण्यता प्रसादश्च रक्षा च क्षत्रलक्षणम् ॥ २२ ॥

શૌર્ય, વીર્ય, ધીરજ, તેજ, દાન, મનઃસંયમ, ક્ષમા, સન્તસેવા, પ્રસન્નતા અને સર્વની રક્ષા કરવી આ ક્ષત્રિયનું લક્ષણ છે.

देवगुर्वार्यगोभक्तिस्त्रिवर्गपरिपोषणम् ।
आस्तिक्यमुद्यमो नित्यं नैपुणं वैश्यलक्षणम् ॥ २३ ॥

ભગવાન, ગુરુ, સન્ત તથા ગાયની સેવા; ધર્મ, અર્થ તથા કામનું પોષણ; આસ્તિકતા, સતત ઉદ્યમ અને નિપુણતા આ વૈશ્યનું લક્ષણ છે.

शूद्रस्य सन्नतिः शौचं सेवा स्वामिन्यमायया ।
अमन्त्रयज्ञो ह्यस्तेयं सत्यं गोविप्ररक्षणम् ॥ २४ ॥

સન્તને પ્રણામ કરવા, પવિત્રતા, સ્વામીની નિષ્કપટ સેવા, મંત્ર વિના યજ્ઞ, અસ્તેય, સત્ય, અને ગાય તથા સન્તની રક્ષા આ શૂદ્રનું લક્ષણ છે.

[ ઉપરનાં લક્ષણ પ્રમાણે શૂદ્રનામ ધરાવવા જેટલી પણ યોગ્યતા પોતામાં છે, કે પોતે વર્ણબાહ્ય અથવા પંચમ જ છે તે સૌ પોતાની જાણે વિચારી લેશે. ]

यस्य यल्लक्षणं प्रोक्तं पुंसो वर्णाभिव्यञ्जकम् ।
यदन्यत्रापि दृश्येत तत्तेनैव विनिर्दिशेत् ॥ २५ ॥

शमादिभिरेव ब्राह्मणादिव्यवहारो मुख्यो न जातिमात्रादित्याह यस्येति । यद्यदि वर्णान्तरेऽपि दृश्येत तद्वर्णान्तरं तेनैव लक्षणनिमित्तेनैव वर्णेन विनिर्दिशेत् । न तज्जातिनिमित्तेनेत्यर्थः । श्रीधरस्वामी भावार्थदीपिकायाम् ।

જે વર્ણને જણાવનારું જે લક્ષણ કહ્યું છે, તે લક્ષણ જો બીજા વર્ણમાં જોવામાં આવે તો એને પણ તે લક્ષણ ઉપરથી તે વર્ણનો જાણવો, જે વર્ણમાં એ જન્મ્યો હોય તે વર્ણનો નહિ.

[ વર્ણવ્યવસ્થા જાતિ (જન્મ) ઉપર નહિ પણ ગુણ ઉપર રચાયેલ છે. જેનામાં જેનાં લક્ષણ હોય તેવા વર્ણનો તેને ગણવો જોઈએ. ]

## ૨૪

## બ્રાહ્મણનાં લક્ષણ

એક સમયે ભગવાન બુદ્ધ અંગદેશમાં વિચરતા વિચરતા પાંચસેં ભિક્ષુઓ સાથે ચંપાનગરી પધાર્યા, ને ત્યાં ગગ્ગરારાણીની પુષ્કરિણીને તીરે ચંપકવનમાં ઊતર્યા.

એ જ સમયે ચંપામાં શોણદંડ નામે બ્રાહ્મણ વસતો હતો. એને મગધના રાજા શ્રેણિક બિમ્બિસારે કેટલાંય સાંતી ભૂમિ આપેલ હતી, એટલે એ જાણે રાજવટ જ ભોગવતો હતો.

બુદ્ધ આવ્યાના સમાચાર વાયુવેગે આખા નગરમાં પ્રસર્યા. ગૌતમ સાધુ ભારે જ્ઞાની તથા ચારિત્રવાન પુરુષ છે, અને આદિકલ્યાણ, મધ્યે કલ્યાણ તથા પર્યવસાનેય કલ્યાણ એવા શુદ્ધ ધર્મની દેશના આપે છે, એવા મહાપુરુષના દર્શનથી જન્મ સફળ થાય, આમ ગામમાં વાત ચાલી. અને ચંપાનગરવાસીઓનાં ટોળેટોળાં હૈયેહૈયાં દળાય એમ ગગ્ગરારાણીના સરોવર પ્રત્યે ઊલટી પડ્યાં.

શોણદંડ બ્રાહ્મણ પોતાની હવેલીની ઉપલી ભોંયે આરામ કરે છે, ત્યાં એણે આ મેદિની જોઈ, અને દ્વારપાળને પૂછ્યું:

'ચંપાવાસી બધાં ગગ્ગરા તળાવે કેમ જાય છે?'

'ગૌતમ સાધુ આવ્યા છે, એનાં દર્શન કરવા.'

'તો એ બધાને કહે, કે ઘડીક ખમે, એટલે હુંયે બધા ભેળો ગૌતમ સાધુ પાસે જઈ આવું.'

દ્વારપાળે શોણદંડની આજ્ઞાનો અમલ કર્યો.

શોણદંડ બ્રાહ્મણ ગૌતમ સાધુને દર્શને જાય છે એમ સાંભળીને કેટલાક બ્રાહ્મણો એની પાસે આવ્યા, અને એને પૂછ્યું, 'સાચે જ તમે ગૌતમ સાધુનાં દર્શન કરવા જાઓ છો?'

શોણદંડ: 'હા. એવો વિચાર છે ખરો.'

બ્રાહ્મણો: 'આપ એને દર્શને ન જાઓ તો ઠીક, એને દર્શને જવું તે આપને છાજે નહિ. છતાં જાઓ તો આપની કીર્તિ ઘટશે, અને ગૌતમ સાધુની કીર્તિ વધશે. એટલે આપે એની પાસે ન જવું, પણ એ ભલે આપ પાસે આવે. આપની માતા કોણ? આપના પિતા કોણ? આપનું કુળ કયું? આપની શુદ્ધ જાતિ કઈ? આપ કેમ એની પાસે જાઓ? એ આપ પાસે આવે તે ઉચિત છે. આપ ધનાઢ્ય તથા સુખી છો, ત્રણે વેદના પારગામી છો, ઇતિહાસપુરાણના જ્ઞાતા છો. આપના મુખ ઉપર બ્રહ્મતેજ ઝળકી રહ્યું છે. આપ સદાચારી છો, સભ્ય વાણીવાળા છો, આચાર્ય છો, ત્રણસેં શિષ્યોના કુલપતિ છો, દેશદેશથી વિદ્યાર્થીઓ આપ પાસે વેદ ભણવા આવે છે. વળી આપ વયોવૃદ્ધ છો, બિમ્બિસાર રાજાને હાથે

સત્કાર પામેલ છો. એટલે આપ એની પાસે જાઓ મા. એણે જ આપ પાસે આવવું ઘટે.'

શોણદંડ: 'હવે મારી વાત સાંભળો. મારે કેમ ગૌતમ પાસે જવું ઘટે, અને એણે મારી પાસે આવવું ન ઘટે તે કહું. એ કુલીન છે. વિશાળ કુટુંબને તથા પુષ્કળ ધનને છોડીને માથે એક પણ પળિયું આવ્યા પહેલાં જુવાનીમાં જ એણે સંન્યાસ લીધો છે. એના મુખ ઉપર બુદ્ધની કાન્તિ છે. એ પણ સુશીલ તથા પ્રિયવાદી છે, આચાર્યોના આચાર્ય છે. રાગદ્વેષ તથા ચપલતાનો એણે ક્ષય કર્યો છે. એ પુરુષાર્થવાદી છે. ઉચ્ચ તથા ધનવાન કુળમાંથી એણે પ્રવ્રજ્યા લીધી છે. દૂર દૂરથી લોકો એને પૂછવા આવે છે. મહાપુરુષનાં બત્રીશ લક્ષણ એનામાં છે. જે જાય એનો તે આદર કરે છે, કોઈ ઉપર એની આંખનો ખૂણો રાતો થતો નથી. જ્યાં જ્યાં એ જાય ત્યાં ત્યાં આનન્દકલ્યાણ વર્તે છે. કેટલાક શ્રમણબ્રાહ્મણ જેમતેમ કરીને કીર્તિ સંપાદન કરે છે, પણ ગૌતમ સાધુ અદ્વિતીય જ્ઞાન તથા શીલની સંપત્તિને આધારે જશનામી થયેલ છે. મગધરાજ બિમ્બિસાર તથા કોશલનરેશ પસેનદિ એને શરણે ગયા છે, ને એને પૂજે છે. વળી બહારથી આપણે ગામ આવે તે આપણા અતિથિ કહેવાય, અને અતિથિસત્કાર કરવો એ આપણો ધર્મ છે. ગૌતમ સાધુ આપણા અતિથિ છે એટલે પણ આપણે એની પાસે જવું ઘટે, એ આપણી આગળ આવે તે અનુચિત કહેવાય.'

બ્રાહ્મણો: 'તમે કહો છો એમ હોય તો તો સો યોજન દૂરથી ભાતું બાંધીને પણ એનાં દર્શન કરવાં જોઈએ. એટલે ચાલો, આપણે બધા સાથે જ એને દર્શને જઈએ.'

એટલે શોણદંડ બ્રાહ્મણ મોટા બ્રાહ્મસમાજ સાથે ગગ્ગરા સરોવરે ચાલ્યો.

આમ શોણદંડ નીકળ્યો તો ખરો પણ એના મનમાં કંઈક તર્કવિતર્ક થયા. ઘડીકમાં એમ શંકા થાય, કે "કદાચિત શ્રમણ ગૌતમને કાંઈક પ્રશ્ન પૂછું, અને ગૌતમ મને એમ કહે કે 'હે બ્રાહ્મણ, પ્રશ્ન એમ ન પૂછાય પણ આમ પૂછાય,' તો આખી પરિષદ કહેશે, કે 'આ શોણદંડ શ્રમણ ગૌતમને બરાબર પ્રશ્નેય ન પૂછી શક્યો,' અને તો બાળકબુદ્ધિ છે, પછી મારો જશ ઘટે અને જશ ઘટે એટલે પ્રાપ્તિ પણ ઘટે જ, કારણ પ્રાપ્તિ યશને આધારે થાય છે." વળી પાછી એમ બીક લાગે, કે "ગૌતમ મને કાંઈ પ્રશ્ન કરશે અને એનું યથાયોગ્ય ઉત્તર આપીને હું એના મનનું સમાધાન નહિ કરી શકું તોપણ એ જ અનિષ્ટ પરિણામ આવે." ગૌતમ પાસે જવામાં આમ ભય હતું, તેમ હવે નીકળ્યા પછી પાછા પણ કેમ વળાય? તો વળી લોકો એમ કહે, કે 'આ શોણદંડ અભિમાની છે, પણ ગૌતમ પાસે જતાંય એની છાતી નથી ચાલતી.' આવી વાત ચાલે તોપણ નામ તથા દામની હાનિ થાય.

એમ ભાંજઘડ કરતો કરતો શોણદંડ બુદ્ધ આગળ આવ્યો, અને એને પ્રણામ કરીને એક પડખે બેઠો. એના બીજા સંઘાતી પણ યથાસ્થાન બેસી ગયા. પણ શોણદંડના જીવને સુખ નથી. 'ભગવાન કરે, અને મને શ્રમણ ગૌતમ ત્રણ વેદ વિષયે જ પૂછે તો કેવું સારું? એના પ્રશ્નનું ઉત્તર આપીને એનું ચિત્ત હું આરાધી શકું તો કેવું સારું?'

આમ એનું મન સંશયદોલાએ ચડ્યું હતું, ત્યાં બુદ્ધે એને પૂછ્યું:

'હે બ્રાહ્મણ, માણસમા કેટલાં અંગ હોય, તો એને બ્રાહ્મણો બ્રાહ્મણ કહે, અને હું બ્રાહ્મણ છું એમ કહેનાર માણસ સત્યવાદી ગણાય ?'

આ પ્રશ્ન એણે સાંભળ્યો કે તરત, શોણદંડના ઉરસાગરના તરંગ શમી ગયા. 'હાશ, આ તો ભાવતું હતું ને વૈદ્યે બતાવ્યા જેવું થયું.'

પોતાની કાયાને ઊંચી કરી, પરિષદ સમસ્ત ઉપર મદાલસ આંખ ફેરવીને શોણદંડે બુદ્ધને કહ્યું:

'હે ગૌતમ, પાંચ લક્ષણ માણસમાં હોય તો બ્રાહ્મણો એને બ્રાહ્મણ કહે, અને હું બ્રાહ્મણ છું એમ કહેનાર સત્યવાદી લેખાય. પ્રથમ તો એનાં માતપિતા કુલીન હોય તથા એની સાત પેઢી જાતિને વિષયે નિષ્કલંક કુલીન હોય. બીજું મંત્રધારી, ત્રણ વેદનો પારગામી, ઇતિહાસપુરાણાદિ શાસ્ત્રોનો વેત્તા હોય. ત્રીજું રૂપાળો, દર્શનીય, કાન્તિમાન, તથા તેજસ્વી હોય. ચોથું સુશીલ તથા સદાચારી હોય. અને પાંચમું પંડિત તથા બુદ્ધિશાળી હોય.'

બુદ્ધ: 'હે બ્રાહ્મણ, આ પાંચ અંગમાંથી એક અંગ છોડી દઈને ચાર અંગ જેનામાં હોય એને બ્રાહ્મણ કહી શકાય એમ બને ખરું કે ?'

શોણદંડ: 'હા, ગૌતમ, આ પાંચ અંગમાંથી વર્ણને મૂકી દેવાય. વર્ણમાં કાંઈ સાર નહિ. માણસમાં કુલીનતા, વેદશાસ્ત્રસંપત્તિ, સદાચાર, તથા જ્ઞાન આ ચાર અંગ હોય, તો તેને બ્રાહ્મણપદવી આપી શકાય.'

બુદ્ધ: ‘ હે બ્રાહ્મણ, આ ચાર અંગમાંથી એક અંગ મૂકી દઈએ અને શેષ રહેલાં ત્રણ અંગ જે માણસમાં હોય તે બ્રાહ્મણ કહેવાય, એમ સંભવે કે ? ’

શોણદંડ: ‘ હા, ગૌતમ, આ ચાર અંગમાંથી વેદશાસ્ત્રસંપત્તિ છોડી શકાય. માણસમાં કુલીનતા, સદાચાર તથા જ્ઞાન હોય તો તે બ્રાહ્મણ લેખાય. ’

બુદ્ધ: ‘ હે બ્રાહ્મણ, આ ત્રણ અંગમાંથી એક અંગ છોડી દઈએ, અને અવશિષ્ટ બે અંગવાળાને બ્રાહ્મણપદ મળે એમ બને કે ? ’

શોણદંડ: ‘ હા, ગૌતમ, આ ત્રણ અંગમાંથી કુલીનતા મૂકી દેવાય. જાતિમાં કાંઈ સાર નહિ. માણસ સદાચારી તથા જ્ઞાની હોય તો એ બે અંગથી બ્રાહ્મણપદ પામી શકે. ’

આ સાંભળીને બીજા બ્રાહ્મણોની આંતરડી કળકળી ઊઠી, અને તે બોલ્યા:

‘ શોણદંડ બાપુ, આ તે શું કહેવાય ? વર્ણ, વેદ અને જાતિ આ ત્રણેની આપ અવજ્ઞા કરો તો તો પછી એટલી વાતે બુદ્ધમાં ને આપમાં શું અંતર રહ્યું ? ’

શોણદંડ: ‘ હું વર્ણ, વેદ તથા જાતિની અવગણના નથી કરતો. ’

હવે એ સમયે શોણદંડ બ્રાહ્મણનો ભાણેજ અંગક નામે તરુણ બ્રાહ્મણ આ પરિષદમાં બેઠો હતો. અને શોણદંડે બ્રાહ્મણોને કહ્યું:

‘ જુઓ આ મારો ભાણેજ અંગક. આ પરિષદમાં શ્રમણ ગૌતમ વિના એના જેવો રૂપાળો બીજો કોઈ નથી. વળી અંગક વેદશાસ્ત્રસંપન્ન છે, મેં જ એને વેદ ભણાવ્યા છે.

ત્રીજું અંગક કુલીન છે; એની પેઢી, માતૃપક્ષ પિતૃપક્ષ બધું મારી જાણમાં છે. હવે જો અંગક જીવહિંસા, ચોરી, છીનાળી કરે, ખોટું બોલે, મદ્ય પીએ, તો એનો સુવર્ણ, એનાં શાસ્ત્ર અને એનું કુળ એને શું અર્થ આવે? એટલે માણસ સુશીલ હોય તથા જ્ઞાની હોય તો એ બે અંગથી તે બ્રાહ્મણ ગણાય, એ જ યોગ્ય છે.'

બુદ્ધ: 'હે બ્રાહ્મણ, આ બે અંગમાંથી એક અંગ છોડીએ અને બાકીનું એક અંગ જેનામાં હોય તે બ્રાહ્મણ લેખાય એમ બને કે?'

શોણદંડ: 'ના, ગૌતમ, એક હાથે બીજો હાથ ધોવાય તેમ સદાચારથી જ્ઞાન પાવન થાય છે, અને જ્ઞાનથી સદાચાર શુદ્ધ થાય છે. જ્યાં સદાચાર છે ત્યાં જ્ઞાન છે; જ્યાં જ્ઞાન છે ત્યાં સદાચાર છે. સદાચારી જ્ઞાન પામે છે, જ્ઞાની સદાચારી બને છે. શીલ તથા પ્રજ્ઞા આ જગતમાં પરમપદાર્થ છે.'

## કાળું કોણ?

न कण्हो तचसा होति अन्तोसारो हि ब्राह्मणो ।
यस्मिं पापानि कम्मानि स वे कण्हो सुजम्पते ॥

હે ઇન્દ્ર, સહૃદય સદાચારી બ્રાહ્મણ ચામડીએ કાળો ન થાય, જે પાપકર્મ કરે છે તે જ કાળો છે.

## ૨૫

## મેલું કોણ ?

मलमइलपङ्कमइला धूलीमइला न ते नरा मइला।
जे पावपङ्कमइला ते मइला जीवलोगम्मि॥
(मलमलिनपङ्कमलिना धूलीमलिना न ते नरा मलिनाः।
ये पापपङ्कमलिनास्ते मलिना जीवलोके ॥)

જેનું શરીર મેલ, કાદવ, કે ધૂળે કરીને ખરડાયેલું છે, તે માણસ મેલાં નથી. પરંતુ જે પાપમાં, અસત્યમાં, અનાચારમાં, ક્રૂરતામાં, પરોપકારરહિત ભોગવિલાસમાં પડેલાં છે તે જ માણસ મેલાં છે.

## ૨૬

## ચાંડાલ કોણ?

એક સમયે ભગવાન બુદ્ધ શ્રાવસ્તી નગરીમાં જેતવનને વિષયે વિચરતા હતા, તે એક દિવસે ગોચરી(ભિક્ષા)ને અર્થે નગરમાં ગયા.

તે વખતે ભારદ્વાજ બ્રાહ્મણના ઘરમાં અગ્નિ પ્રકટાવ્યો હતો, આહુતિ તૈયાર કરી હતી, ત્યાં ભગવાન ફરતા ફરતા આવી પહોંચ્યા.

દૂરથી ભગવાનને આવતા જોઈને ભારદ્વાજ બોલ્યો, 'હે મુંડા, આમ આવીશ મા. ત્યાં જ રહેજે, ચાંડાલ.'

ભગવાન કહે, 'હે બ્રાહ્મણ, ચાંડાલ શું, ચાંડાલના ગુણધર્મ શું તે તું જાણે છે?'

ભારદ્વાજે ઉત્તર વાળ્યું, 'ના, આપ મને શીખવો.'

ભગવાન કહે, 'તો હે બ્રાહ્મણ, ધ્યાનપૂર્વક સાંભળ. હું તને કહું છું.

> कोधनो उपनाही च पापमक्खी च यो नरो ।
> विपन्नदिट्ठि मायावी तं जञ्ञा वसलो इति ॥

જે માણસ ક્રોધી, દ્વેષી, પાપી, દંભી, કપટી તથા કુમતિ છે તેને ચાંડાલ જાણવો.

एकजं वा द्विजं वापि योऽधपाणानि हिंसति।
यस्स पाणे दया नत्थि तं० ॥

જે માણસ પ્રાણીની હિંસા કરે છે, જેને પ્રાણી ઉપર દયા નથી તેને ચાંડાલ જાણવો.

यो अत्तहेतु परहेतु धनहेतु च यो नरो।
सक्खिपुट्ठो मुसा बूति तं० ॥

જે માણસ પોતાને અર્થે, બીજાને અર્થે અને ધનને અર્થે ખોટું બોલે તેને ચાંડાલ જાણવો.

यो ञातिनं सखानं वा दारेसु पतिदिस्सति।
सहसा संपियेन वा तं० ॥

જે માણસ પરસ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરે છે તેને ચાંડાલ જાણવો.

यो मातरं वा पितरं वा जिण्णकं गतयोब्बनम्।
पहु संतो न बिभर्ति तं० ॥

જે ઘરડાં માવતરને પાળવાની શક્તિ છતાં પાળતો નથી તેને ચાંડાલ જાણવો.

यो चत्तानं समुक्कंसे परं च मवजानति।
निहीनो सेन मानेन तं० ॥

જે પોતાની બડાઈ અને બીજાની અવજ્ઞા કરે છે, મિથ્યાભિમાનથી ભરેલ છે એને ચાંડાલ જાણવો.

न जच्चा वसलो होति न जच्चा होति ब्राह्मणो।
कम्मणा वसलो होति कम्मणा होति ब्राह्मणो ॥

જાતિએ(જન્મે) કરીને માણસ ચાંડાલ ન થાય, જાતિએ કરીને માણસ બ્રાહ્મણ ન થાય. કરણી પ્રમાણે માણસ ચાંડાલ થાય છે, ને કરણી પ્રમાણે ાણસ બ્રાહ્મણ થાય છે.

यस्स कायेन वाचाय मनसा नत्थि दुक्कतम् ।
संवुतं तीहि ठानेहि तमहं ब्रूमि ब्राह्मणम् ॥

મનવચનકાયાએ કરીને જે નિષ્પાપ તથા સંયમી છે એને હું બ્રાહ્મણ કહું છું.

वीतद्दरं विसंयुत्तं तमहं० ॥

જે નિર્ભય અને આસક્તિરહિત છે એને હું બ્રાહ્મણ કહું છું.

यम्हि सच्चं च धम्मो च सो सुची सो च ब्राह्मणो ।

જેનામાં સત્ય તથા ધર્મ છે તે જ પવિત્ર છે, ને તે જ બ્રાહ્મણ છે.

अकिञ्चनं अनादानं तमहं ब्रूमि ब्राह्मणम् ।

જે નિષ્કિંચન તથા નિર્લોભ છે એને હું બ્રાહ્મણ કહું છું.

अक्कोसं वधबन्धं च अदुट्ठो यो तितिक्खति ।
खन्तीबलं बलानीकं तमहं ब्रूमि ब्राह्मणम् ॥

અપરાધી નહિ છતાં જે તિરસ્કાર, માર તથા બંધન સહન કરે છે, ક્ષમા જ જેની શક્તિ છે, અને આ શક્તિ જ જેનું સૈન્ય છે તેને હું બ્રાહ્મણ કહું છું.

न ह्येतमत्थं महती पि सेना सराजिका युज्झमाना लभेथ ।
यं खन्तिमा सप्पुरिसो लभेथ खन्तीबलस्सोपसमन्ति वेरा ॥
जा० १७-२ ॥

ક્ષમાવાન સત્પુરુષ જે વિજય મેળવે છે તે ગમે એવી પ્રચંડ રાજસેના પણ નથી મેળવતી. ક્ષમા જેનું બલ (શક્તિ, સેના) છે તેનાં વેર શાંત થાય છે.

न ब्राह्मणस्स पहरेय्य नास्स मुञ्चेथ ब्राह्मणो ।
धी ब्राह्मणस्स हन्तारं ततो धी यस्स मुञ्चति ॥

બ્રાહ્મણને કોઈ મારે નહિ, પણ કદાચિત્ મારે તો-પણ તે સામો ઘા ન કરે. બ્રાહ્મણને મારનારને ધિક્કાર છે, પણ મારનાર ઉપર સામો ઘા કરનારને વિશેષ ધિક્કાર છે.

वारि पोक्खरपत्ते व आरग्गेरिव सासपो।
यो न लिम्पति कामेसु तमहं ब्रूमि ब्राह्मणम्॥

પાણી કમળપત્ર ઉપર અને સરસવ સોઈની અણી ઉપર ટકે નહિ, તેમ જે વિષયવાસનાથી નિવૃત્ત છે તેને હું બ્રાહ્મણ કહું છું.

निधाय दण्डं भूतेसु तसेसु थावरेसु च।
यो न हन्ति न घातेति तमहं० ॥

જે જીવને હણે નહિ, હણાવે નહિ તેને હું બ્રાહ્મણ કહું છું.

अविरुद्धं विरुद्धेसु अत्तदण्डेसु निब्बुतम्।
सादानेसु अनादानं तमहं० ॥

વિરુદ્ધનો પણ જે વિરોધ ન કરે, ઘોકાપંથી સાથે પણ જે શાંતભાવે વર્તે, લોભીઓની વચ્ચે જે નિર્લોભ રહે એને હું બ્રાહ્મણ કહું છું.

यस्स रागो च दोसो च मानो मक्खो च पातितो।
सासपोरिव आरग्गा तमहं० ॥

રાગદ્વેષમાનદંભરહિત જે હોય તેને હું બ્રાહ્મણ કહું છું.

अकक्कसं विञ्ञापनिं गिरं सच्चं उदीरये।
याय नाभिसजे किञ्चि तमहं० ॥

જે સાચી, કોમળ, બોધક તથા અમાર્મિક વાણી બોલે તેને હું બ્રાહ્મણ કહું છું.'

## ૨૭

## 'સારી વસ્તુને પણ સમય વર્તીને છોડતાં શીખો'

બુદ્ધે ભિક્ષુઓને આમંત્રીને કહ્યું,

"હે ભિક્ષુઓ, વસ્તુને ત્યજવાનો અને ન સંઘરવાનો ધર્મ તમને ત્રાપાની ઉપમા આપી શીખવું છું, તે તમે સુણો અને રૂડી રીતે મનમાં ધારણ કરો. કોઈ પુરુષ માર્ગે ચાલ્યો જતો હોય, વચ્ચે નદીમાં ભારે પૂર આવ્યું હોય, નદીને આ કાંઠે રહેવામાં ભય હોય અને ઓલે કાંઠે ક્ષેમકુશળ હોય, પણ ત્યાં પહોંચવાને અર્થે નૌકા અથવા સેતુ( પુલ )નું સાધન ન હોય, એટલે એને એવો વિચાર આવે કે 'હું ઘાસ, સાંઠી, લાકડાં, ઝાડની ડાળી, પાન એવું એવું ભેળું કરીને ત્રાપો બનાવું, અને એને આશરે હાથપગ હલાવીને ઓલે કાંઠે પહોંચી જાઉં.' આમ પૂર તરીને પેલે પાર ગયા પછી એને એમ થાય, કે 'આ ત્રાપો મને બહુ કામ આવ્યો છે, એને આધારે હું તરીને પાર ઊતર્યો છું, એટલે હું એને માથે કે ખાંધે ચડાવીને મારી હારે લઈ જાઉં.' તે વિષયે ભિક્ષુઓ, તમે શું માનો છો? એમ કરનાર પુરુષે ઠીક કર્યું કહેવાય કે?"

ભિક્ષુઓ: ' ના, ભગવન્. '

બુદ્ધ: "કેમ કરે તો ભિક્ષુઓ, એ પુરુષે ઠીક કર્યું ગણાય? ધારો કે આમ સામે કાંઠે પહોંચ્યા પછી એને એમ થાય, કે ' આ ત્રાપો મને બહુ કામ આવ્યો છે, એને આધારે હું તરીને પાર ઊતર્યો છું, હવે હું એને કાંઠે મૂકી દઉં અથવા પાણીમાં તરતો જ મૂકી દઉં અને મારે માર્ગે પડું. ' એમ કરે તો ભિક્ષુઓ, એ પુરુષે યોગ્ય કર્યું લેખાય. આ પ્રમાણે ભિક્ષુઓ, ત્રાપાના દૃષ્ટાંતથી વસ્તુને છોડવાનો અને ન વળગવાનો ધર્મ મેં તમને ઉપદેશ્યો. આ દૃષ્ટાંત વિચારીને તમારે સમય અનુસાર સારી વસ્તુ પણ ત્યજી દેવી જોઈએ અને એથી પણ વિશેષ, અસાર વસ્તુ."

૨૮

## સહભોજનનીતિ

આપણા ધર્મનું નામ સનાતનધર્મ છે એ પ્રૌઢ અર્થવાળું છે. સનાતન એટલે નિત્ય;

शाश्वतस्तु ध्रुवो नित्यसदातनसनातना : । इत्यमर : ।

ત્રિકાલાબાધિત; અતીત, વર્ત્તમાન અને અનાગત એ ત્રણેય કાળને વિષયે વર્તે છે એવું, કાલ હતું ને આજ નથી એવું નહિ. એટલે જે વસ્તુ કાળચક્રના સપાટા સામે ઝીક ન ઝાલી શકે તે સનાતનધર્મનું અંગ ન હોઈ શકે. सत्यं वद । ( સાચું બોલ ), न हिंस्यात्सर्वा भूतानि । ( કોઈ પ્રાણીની હિંસા કરવી નહિ ) આવી આજ્ઞા સદાકાળ સત્ય છે એટલે તે સનાતનધર્મ છે. પણ અમુકના હાથનું જમાય અમુકના હાથનું નહિ, અમુકને પરણાય અમુકને નહિ આ નિયમ હિમાલય, ગંગાસાગર ( મહોદધિ ), કન્યાકુમારી, સિન્ધુસાગર ( રત્નાકર ) આ ચતુઃસીમાવાળા પ્રદેશમાં પણ હમેશાં એકસરખા રહ્યા નથી, એટલે એને સનાતનધર્મની પદવી કદાપિ ઘટે નહિ.

મૂળ વર્ણ ચાર એમાંથી આપણે ચારસેં નાત બનાવી. એક નાત બીજી નાતનું જમે નહિ, એટલું જ નહિ પણ પેટાનાત પેટાનાતને ઘેર જમે નહિ. બ્રાહ્મણ વાણિયાને ઘેર ન

જમે, એટલું જ નહિ પણ નાગર બ્રાહ્મણ બીજા બ્રાહ્મણને ઘેર ન જમે. ત્યાંથી ચાલતાં પેટાપેટાનાત પેટાપેટાનાતને ઘેર ન જમે. વડનગરા નાગર સાઠોદ્રાને ઘેર જમે નહિ. આ 'અડશો મા, અમે અભડાશું' એવી ચતુરાઈને પરાકાષ્ઠાએ પહોંચાડનાર મર્જાદી વૈષ્ણવ, જે પોતાનું રાંધેલું જ જમે અને પોતાની મા જનેતાથીયે અભડાય.

આપણા પૂર્વજો આવા મૂર્ખ નહોતા. હોત તો પોતાના પરાક્રમથી પૃથ્વીના વિશાલ ભાલપટ્ટ ઉપર જે ભવ્ય રેખાઓ તેઓએ આંકી છે તે કદાપિ ન આંકી શકત.

સહભોજનના નિયમનો દાખલો લઈએ, તો અનેક સ્મૃતિમાં શૂદ્રને ઘેર જમી શકાય એવાં *વિધાન મળી આવે છે. મનુસ્મૃતિમાં કહ્યું છે, કે

आर्धिकः कुलमित्रं च गोपालो दासनापितौ ।
एते शूद्रेषु भोज्यान्ना यश्चात्मानं निवेदयेत् ।

"આર્ધિક (બીજાનું ખેતર રાખી ધન ઉત્પન્ન કરી તેનું અર્ધું ખેતરના ધણીને આપીને અર્ધાથી પોતાનો નિર્વાહ કરનાર; કણબી; परस्य क्षेत्रधनादिकमाश्रित्य कृषिवाणिज्यादिना धनमुत्पाद्य तदर्धं क्षेत्रादिस्वामिने दत्त्वा योऽर्धेन जीवति सः । नन्दनः ॥ कुटुम्बी भूमिकर्षक इति य उच्यते । मेधातिथिः ॥ स्वकृषिफलभागी । रामचन्द्रः ॥ अर्धभागेन तस्य भूमौ कृषिं कुर्वन् । सर्वज्ञनारायणः ॥), કુટુમ્બનો મિત્ર, ગોવાળ, નોકર, વાળંદ અને 'હું દુઃખી છું, તમારી સેવા કરતો થકો હું તમારી પાસે રહીશ' એમ જે આત્મનિવેદન કરે તે; આટલા શૂદ્રોને ઘેર ભોજન થઈ શકે."

---

* આ ઉલ્લેખ મને બાબુ શ્રીશચન્દ્ર વસુના એક સુપ્રસિદ્ધ ઠરાવમાંથી મળ્યા છે.

(यो यस्य कृषिं करोति स तस्य भोज्यान्नः । एवं स्वकुलस्य मि
यो यस्य गोपालो, यो यस्य दासः, यो यस्य नापितः कर्म करं
यो यस्मिन्नात्मानं निवेदयति स शूद्रस्तस्य भोज्यान्नः। कुल्लूकः

આવો જ નિયમ યાજ્ઞવલ્ક્યસ્મૃતિમાં પણ બાંધેલો

शूद्रेषु दासगोपालकुलमित्रार्धसीरिणः ।
भोज्यान्ना नापितश्चैव यश्चात्मानं निवेदयेत् ॥ १–१६

આ શ્લોકની વ્યાખ્યા કરતાં વિજ્ઞાનેશ્વર મિતાક્ષર
नापितो गृहव्यापारकारयिता नापितः । એમ સમજણ પાડે
અને વિશેષમાં લખે છે:

एते दासादयः शूद्राणां मध्ये भोज्यान्नाः। चकारात्कुम्भका
गोपनापितकुम्भकारकुलमित्राधिकनिवेदितात्मानो भोज्यान्ना
वचनात् ।
'શૂદ્રોમાં આટલા દાસાદિને ઘેર જમાય. શ્લોકમાં च(અને
એટલે તે ઉપરાંત કુંભારને ઘેર પણ જમાય; गोपनापितकुम्भ
ઇ॰ વચનને આધારે.'

પરાશરસ્મૃતિ(૧૧–૨૧)માં પણ એવો જ શ્લોક

दासनापितगोपालकुलमित्रार्धसीरिणः ।
एते शूद्रेषु भोज्यान्ना यश्चात्मानं निवेदयेत् ॥

બૃહદ્યમસ્મૃતિ( ૩–૧૦ )માં પરાશરના જેવો જ શ્
છે; शूद्रेषु ને ઠેકાણે शूद्रास्तु પાઠ છે એટલો જ ફેર છે.

દેવલસ્મૃતિમાં લખે છે:

स्वदासो नापितो गोपः कुम्भकारः कृषीवलः ।
ब्राह्मणैरपि भोज्यान्नाः पञ्चैते शूद्रयोनयः ॥

'પોતાનો દાસ, વાળંદ, ગોવાળ, કુંભાર, અને
આ પાંચ શૂદ્રોને ઘેર **બ્રાહ્મણો પણ** જમી શકે.'

આ સર્વ વચન ઉપરથી સામાન્ય નિયમ એવો સ્પષ્ટ ફલિત થાય છે, કે જેની સ્વચ્છતા આપણા જાણ્યામાં હોય તે માણસને ઘેર, પછી તે ગમે વર્ણનો હોય તો પણ, જમી શકાય.

ભગવાને ગીતામાં પોતે ચાર (પાંચ છ નહિ) વર્ણ સર્જ્યાનું કહ્યું છે, એટલે અંત્યજોનો પણ શૂદ્રવર્ણમાં સમાવેશ થાય છે એ દેખીતું છે. એટલું જ નહિ, પણ ભગવાને ભારતવર્ષમાં ચાર વર્ણ ને બીજા દેશોમાં વળી પાંચમો કે છઠ્ઠો વર્ણ સર્જ્યાનું કહ્યું નથી; એટલે માણસમાત્ર ચાતુર્વર્ણ્યમાં અન્તર્ગત છે એ પણ સિદ્ધ છે.

આમ જેને જ્યાં ઠીક પડે ત્યાં તે જમી શકે તો ભક્ષ્યાભક્ષ્યનો વિવેક ભૂલી જાય એમ માનવું આપણી પોતાની નિંદા કરવા સમાન છે. આપણામાં મીઠું હશે તો માંસાહારી સાથે ભળીને આપણે તેમને શાકાહારી બનાવશું. આપણામાં મીઠું નહિ હોય તો માંસાહારી હારે માંસાહારી બનશું; અને તો પછી આજના આપણા માંસત્યાગનું મૂલ દોકડોય નહિ લેખાય. માણસને કોટડીમાં પૂરી રાખીને જ પ્રમાણિક રાખી શકાય, ને એને બહાર કાઢતાં વેંત જ એ ચોરી કરવા મંડે એમ હોય, તો એને પૂરીને પ્રમાણિક રાખવા કરતાં એને છોડીને ચોરી કરવા દેવામાં વિશેષ શાણપણ છે.

સનાતનધર્મને આપણે રાંધણિયામાં જ ગોંધી રાખશું? એને આપણે ગોમંડળપરિક્રમા કરવા, અસીમ નભમાં અનાદિ બ્રહ્મનાદ ગાજે છે તે સાંભળવા, અગણિત રવિચન્દ્ર તારા વિલસે છે તે નિરખવા દેશું જ નહિ?

## ૨૯

## સુખી લાગતા લોકોની દયા ખાવી

એક નગરને વિષે કોઈ પાપી ગૃહસ્થ હશે, અતિથિઓને સારુ એક ઘેટાના બચ્ચાને પોષતો હતો. આ બચ્ચાના રૂપમાં તો શું પૂછવું જ હોય? તેમાં વળી એ સાબુથી ચોળીચોળીને નવરાવે, એને શરીરે પંચરં ટીલાંટપકાં કરે, કાનમાં ફૂલ પહેરાવે, ગળામાં રૂપાની ઘંટ બાંધે. ખાવાનું પણ સરસ આપે. આમ મેંઢો તો હષ્ટ બન્યો, એટલે ધણીનાં બાળકોને પણ તે બહુ ગમી ગ છોકરાં આખો દિવસ એને રમાડતાં થાકે નહિ.

મેંઢાનું ભારે લાલનપાલન થાય તે જોઈને એક વાછડ લોહી ઊકળ્યું, એટલે એક દિવસ એની મા ગાયે દૂધ મૂક પણ તેણે પીધું નહિ. મા તેને સ્નેહપૂર્વક ચાટવા મંડી બોલી, 'હે વત્સ, આજ તું કેમ દૂધ પીતો નથી?' વાછડો ક

× × भोजनै रम्यैः सर्वेऽस्मत्स्वामिनन्दनाः ।
उरभ्रं पोषयन्त्येनं लालयन्ति च पुत्रवत् ॥
मन्दभाग्याय मह्यं तु न काले पाययन्त्यपः ।
न च यच्छन्ति पूर्णानि शुष्काण्यपि तृणान्यहो ॥
पंक्तिभेदेन तन्मातर्मनो मे दूयते भृशम् ।
अत एव च न क्षीरमद्य स्तनः पिबाम्यहम् ॥ भावविजय* ॥

'જો, મા, આપણા શેઠનાં છોકરાં આ મેંઢાને સારું સારું ખાવાનું આપે છે, ઘરેણાં પહેરાવે છે અને કંઈક લાડ લડાવે છે. પણ મને અભાગિયાને તો સવેળા પાણીયે પાતાં નથી, અને સૂકું ખડ પણ પેટપૂરણ દેતાં નથી. આમ પંક્તિભેદ થાય છે, એટલે મારો જીવ બહુ કોચવાય છે, અને આજ તો દૂધ ઉપરેય રુચિ નથી રહી.'

મા કહે,

× × × वत्स किमत्रार्थे विषीदसि ।
उरभ्रपोषणं ह्येतदातुरार्पणसंनिभम् ॥
रोगिणाऽभ्यर्थ्यमानं हि निश्चितासन्नमृत्युना ।
यथा पथ्यमपथ्यं वा सर्वं तस्मै प्रदीयते ॥
ज्ञेयं वत्स तथैवेदमुरभ्रस्यापि पोषणम् ।
लप्स्यते नियतं मृत्युमागतेऽभ्यागते ह्यसौ ॥
शुष्कस्तोकतृणावाप्तिरप्यसौ शोभना ततः ।
उपद्रवविनिर्मुक्तैः सुचिरं जीव्यते यया ॥

'જો, ભાઈ, આમાં ખિજાવાનું કે તપવાનું કાંઈ કારણ નથી. આ મેંઢાનું પોષણ થાય છે તે કેના જેવું છે, કે કોઈ માંદો માણસ હોય, એનો રોગ અસાધ્ય હોય, એનું મરણ અવશ્ય

* ઉત્તરાધ્યયન સૂત્ર ૭–૩ ની ટીકા

નિકટમાં જ હોય, પછી એને સદે ન સદે એવું, એ જે માગે તે એને આપે એવું જ છે. કોઈ પરોણો આવી ચડે કે તરત જ એનાં સો વર્ષ પૂરાં થઈ રહેશે. એટલે આપણને સૂકું તથા થોડું ઘાસ મળે છે એમાં જ આપણું શુભ છે, જેથી કરીને વિના ઉપદ્રવે આપણું આયુષ પૂરું થાય.'

માતાના આ ઉપદેશથી વાછડે શાન્ત થઈને દૂધ પીધું.

હવે એક દિવસે ગૃહસ્થને ઘેર મહેમાન આવ્યા, એટલે તેમના સ્વાગતને અર્થે એણે નિર્દયપણે મેંઢાની હત્યા કરી. વાછડાથી આ કેમ કરીને જોયું જાય? સાંજે મા ચરીને ઘેર આવી, પણ વાછડો ભયનો માર્યો ધાવતો નથી. માએ દૂધ ન પીવાનું કારણ પૂછ્યું, એટલે વાછડે મેંઢા ઉપર જે વીતી હતી તેનું વર્ણન કર્યું, અને કહ્યું, કે 'એનું દુઃખ જોઈને મને કાંઈ ખાવાનું મન નથી રહ્યું.'

મા કહે, 'મેં તે દિવસે જ તને નહોતું કહ્યું, કે આ મેંઢાનું પોષણ તો માંદાને મોંમાગ્યું ખાવાનું આપે એવું જ છે? એટલે શોક મૂકી દે, ધીરજ રાખ, અને ભલો થઈને જમી લે.'

> उर्णायुपोषणमिहातुरदानदेश्यम् ।
> तत्तस्य दुःखमपहाय धृतिं विधाय ।
> मां प्रस्नुतामनुगृहाण गृहाण दुग्धम् ॥

૩૦

## ખુદાની નિગાહમાં બધા જીવ સરખા છે

શાસ્ત્રમાં લખ્યું છે, કે ખુદાના સિંહાસનને બેય પડખે એક એક લાખ ફિરસ્તાઓ ખુદાની આજ્ઞાનો અમલ કરવા ઊભા હોય છે. તે વિચાર કરતાંય વધારે ઝડપથી ખુદાનો હુકમ સમજી જાય છે, અને પ્રકાશ કરતાંય વધારે વેગથી હુકમ બજાવવા નીકળી પડે છે. ખુદાની ઇચ્છા થઈ, પછી આ ઊંચો છે, આ નીચો છે, આ બળવાન છે, આ દૂબળો છે, એવો કાંઈ વિચાર કરવા તે રહેતા નથી. નાનો કે મોટો એવો એકે જીવ નથી, જેના ઉપર ખુદાને દયા ન હોય, કારણ ખુદાની નિગાહથી બહાર કાંઈ છે જ નહિ. ઝાડ ઉપરથી પાન ખરે તે ખુદા જાણે છે. અથાક સમુદ્રના એક એક તરંગ ઉપર ખુદાની નજર છે.

આમ ફિરસ્તો જિબ્રૈલ સુવર્ણદ્વાર આગળ ચોકી કરતો હતો, ત્યાં એને ખુદાનો હુકમ થયો: “ પૃથ્વી ઉપર જા. સુલેમાન બાદશાહ મારો ભક્ત છે તેને ચેતવી દે. નીસીબીસથી લડાઈમાં જિતેલા એક હજાર જાતવાન પવનવેગી ઘોડા

આવ્યા છે, તેને સુલેમાન જોતો બેઠો છે, અને તેમાં એ લીન થઈ ગયો છે. આકાશમાં અમારો રૂપેરી દીવો ટંગાઈ ગયો છે, આખા જગતને 'સમય વર્તો, સાવધાન' એમ કહેતો અમારો સૂર્ય આથમું આથમું થઈ રહ્યો છે, અને સુલેમાન સાંજની પ્રાર્થના કરવા મંડે તે પહેલાં આથમી જશે. તો પછી લોકો કહેશે, કે 'જોયા કે આપણા રાજા? ખુદાના સ્મરણ કરતાં પોતાની તલવારના બળથી હાથ કરેલા ઘોડા એને મન વિશેષ છે કે શું?' ઝટ જા અને મારા બંદાને આ પાપથી બચાવી લે.

"બીજું, અરબ્સ્તના ઢાળ ઉપર એક ઝાડ જમીનદોસ્ત થઈને પડ્યું છે તેની નીચે એક કીડી અનાજનો કણ એને ઘેર લઈ જાય છે, પણ આટલે આવી ત્યાં એને થાક લાગ્યો છે ને એનાથી ચલાતું નથી, એટલે વરસાદના ઝાપટામાં સપડાઈને તે મરી રહે એમ છે. તું એનો રસ્તો કાપી નાખ, અને કાળા ખડકના ચોરામાં એનાં સગાંસંબંધી છે ત્યાં એને મૂકી આવ."

જિબ્રૈલ ચૂપચાપ ચાલી નીકળ્યો, રાજાને પાપથી બચાવી લીધો, અને નાની કીડીને ઘેર પહોંચતી કરી.

## ૩૧

## ‘પ્રભુ, તારી દયા છે અપાર’

ખુદાના દરબારમાં એકવાર ફિરસ્તાઓમાં ચર્ચા ચાલી, કે ‘માણુસજાત કેવી દુષ્ટ છે? રહમદિલ ખુદાએ માણસને સાચો માર્ગ બતાવવા કેટલાયે પેગંબર મોકલ્યા, પણ તોય એ તો એવા ને એવા પ્રમાદી તથા પાપી રહ્યા. નહિ જેવી લાલચ આવી કે પડયા જ છે. સત્ય શું, ધર્મ શું, એનું માણસને કાંઈ ભાન નથી,’ ઇત્યાદિ ઇત્યાદિ. આમ વાત ચાલે છે ત્યાં કાંઈક અદ્‌ભુત પ્રકાશ ફિરસ્તાઓ ઉપર ઝબકયો, નાદબ્રહ્મ ગાજ્યું, અને ખુદાએ કહ્યું, ‘તમારામાંથી બે જણને ચૂંટી કાઢો, જે જઈને માણુસજાતની વચ્ચે ન્યાયાધીશનું કામ કરે, અને ન્યાય શું, ધર્મ શું, તે માણુસજાતને શીખવે.’ આ પ્રમાણે હરૂત અને મરૂત એ બે ફિરસ્તા પૃથ્વી ઉપર મોહમયી નગરીમાં ગયા, ન્યાયાસન ઉપર બેઠા, અને ધર્મ અનુસાર દાવાકજિયા ચૂકવવા મંડયા.

હવે એક દિવસે એવું બન્યું, કે એક અદ્‌ભુતરૂપાળી નવયૌવના સ્ત્રી તથા જેના ઉપર એણે ત્રાસ વર્તાવેલ એવો

એક પુરુષ આ આસ્માની ન્યાયાધીશો આગળ ન્યાય કરાવવા આવીને ઊભાં. આ બાઈની પાસે એના લાવણ્ય વિના સાક્ષી-પુરાવો કાંઈ હતો નહિ, પણ લાવણ્યના દાવાનળથી જોનાર-માત્રને સળગાવી મૂકતી તે ન્યાયાસન આગળ નિર્ભય થઈને ઊભી હતી. એને જોઈને હરૂત જન્નત( નન્દનવન )નું ભાન ભૂલી ગયો અને બોલ્યો, 'ખરેખર આ સ્ત્રીને માફી બક્ષવી ઘટે.' મરૂતે સ્ત્રીના કાનમાં કહ્યું, 'તું મારી સાથે હાલ તો તને છોડી મૂકું.'

આમ એક વસ્તુના અભિલાષી આ બે ફિરસ્તા વચ્ચે વિરોધ જાગ્યો, ત્યાં તો ધરતી કંપી, વીજળી ઝબકી, પ્રચંડ ગર્જના થઈ. નગરી અને નાગરિક ફિરસ્તાઓની આંખ આગળથી કોણ જાણે ક્યાંય ઊડી ગયાં, અને આકાશવાણી થઈ, 'તમે કહેતા હતા ને કે ખુદા વધારે પડતા દયાળુ છે? ચાલો તમારો ન્યાય કરાવવા.'

હરૂત તથા મરૂત ખુદાના દરબારમાં ભયભીત થઈને ભોંઠા પડીને ગયા, અને ખુદાનો તેમને હુકમ થયો, કે 'સુશીલ માણસ પણ દોષે ભરાય ખરો એવું જ્યાં તમે શીખ્યા છો એવી પૃથ્વી ઉપર ક્યામતના દિવસ સુધી જઈને રહો.'

## ૩૨

# એનું નામ તે બહેન

એક હતો ભાઈ ને એક હતી બહેન. ભાઈ એવો બળિયો હતો કે જાણે સાક્ષાત ભીમસેન જ જોઈ લો. તે લોહારકામ કરતો; એનો હથોડો એરણ ઉપર પડે ત્યાં ધરતી કંપે ને શેષનાગ ડોલવા મંડે; એની ભઠ્ઠી એવી જાજવલ્યમાન કે જ્વાળામુખી પર્વત જાણે કેમ ધુંધવતો ન હોય: અને ભાઈ જેવો બળવાન હતો એવી જ બહેન રૂડી, રૂપરૂપની મણ્ય જેવી હતી. માતપિતા પાછાં થયાં હતાં, અને ભાઈ-બહેન વિના બીજું કોઈ મળે નહિ એટલે તેમને એક બીજા ઉપર અનન્ય હેત હતું. બેય જણ બાળકુંવારાં હતાં. દિવસે નહિ એટલું રાતે ને રાતે નહિ એટલું દિવસે, ભાઈનું બળ અને બહેનનું લાવણ્ય અજવાળિયાના ચન્દ્રમાની ઘોડે વધ્યે જતું હતું.

એક સમયે એવું બન્યું કે રાજાને વરવું હતું, એટલે એણે ગામેગામના અધિકારીને આજ્ઞા કરી કે સુંદરમાં સુંદર જે કન્યાઓ હોય એને રાજા પાસે મોકલવી એટલે એમાંથી એકને એ પરણે. આ મેળામાં બહેન પણ ગઈ. રાજાની રાણી થવું કોને ન ગમે? પણ ભાઈ ન ગયો. એને બધાએ બહુ સમજાવ્યો કે તમને ત્યાં ઉચ્ચ પદવી મળશે,

બહેને હાથ જોડીને વીનવ્યો પણ એની 'ના'ની 'હા' ન થઈ. એટલે બહેન મથુરા ગઈ, ભાઈ તો વ્રજમાં જ રહ્યો.

રાજાને છોકરી ગમી એટલે એ તો પટ્ટરાણી થઈ. આ વાત બીજી રાણીઓને રુચી નહિ; પટ્ટરાણીનો કેમે કરીને ઘાટ ઘડવો એવો તેમણે દૃઢ નિશ્ચય કર્યો. કંઈક યુક્તિ કરી જોઈ, પણ કાંઈ વળ્યું નહિ. રાજા આગળ એની નિંદા કરે, પણ રાજા કાન દે નહિ. પટ્ટરાણી એવી ચતુર અને સુશીલ કે એને કાંઈ આંચ આવે નહિ. પણ શત્રુઓની કપટકળા તો ચાલુ જ રહી.

એક દિવસે રાણી ફૂલવાડીમાં બેઠી છે ત્યાં રાજા એની પાસે આવ્યો. વાતવાતમાં રાણીના પૂર્વાશ્રમનો પ્રસંગ નીકળ્યો, એટલે રાણીએ પોતાના નાનપણના દિવસ ભોળપણે વર્ણવ્યા. 'મારો ભાઈ મને ખંધોલે બેસાડીને ફરે, મને ઊંચે ઉછાળે ને પાછો ઝીલી લે,' એવી કાલી કાલી વાત કરીને ભાઈના બાહુબળનાં ને બુદ્ધિબળનાં બે મોઢે વખાણ કર્યાં. એના જેવો તો ન ભૂતો ન ભવિષ્યતિ એવું સ્તોત્ર અનાયાસે ઉચ્ચારાઈ ગયું. રાજાને આ કાંઈ ભાવ્યું નહિ, પણ એણે રાણીને એટલું જ કહ્યું, કે તમારા ભાઈને પત્ર લખીને તેડાવો એટલે હું એવા વીર પુરુષને મળું.

રાજા ગયો, રાણી વિચારમાં પડી. રાજા પાસે ભાઈનાં વખાણ કર્યાં એ કાંઈ ઠીક ન થયું એમ એને ભાસવા મંડ્યું. અન્તઃપુરમાં ગઈ, અને રાજાને ભાઈને બોલાવવાનું કેમ સૂઝ્યું હશે એ જોતાં એમાં કેવળ શત્રુઓની કળા જ કળાણી. પોતા ઉપર કાંઈ ન ચાલ્યું એટલે હવે ભાઈ ઉપર ઊતર્યાં. રાજાના કાનમાં વિષ રેડ્યું

અને એવું ભૂત ભરાવ્યું, કે એ તો તમારો પ્રતિસ્પર્ધી છે ને તમને રાજપદથી ભ્રષ્ટ કરવાનું કરે છે; એવું ન હોય તો બહેન ભેળો કેમ ન આવે ને રાજસેવા કેમ ન કરે? આવી આવી વાતોથી રાજા મનમાં મૂંઝાણો હતો, ને રાણી હારે સંવાદ થયો એટલે તો એની મૂંઝવણ ઊલટી વધી, તથા રાણીમે એના ભાઈને તેડાવવાની આજ્ઞા કરી.

રાણી ભયભીત થઈ, શત્રુના જાળમાં જાણે સપડાઈ ગઈ કેમ ન હોય. ધીરે ધીરે રાજા ભૂલી જશે એમ મનને મનાવ્યું ને ભાઈને કાંઈ લખ્યું કર્યું નહિ. પરંતુ બીજે જ દિવસે રાજાએ પાછી એ જ વાત કાઢી ને ભાઈને તેડાવ્યો કે નહિ એવો પ્રશ્ન કર્યો. રાણીએ કહ્યું ના. એટલે રાજા અત્યંત કોપાયમાન થયો, અને મારી આજ્ઞાનો અનાદર કેમ કર્યો એમ પૂછ્યું. રાણી રાજાને પગે પડી અને બોલી, 'મારા ભાઈને બોલાવીને તમે એને હડમાં નાંખશો અથવા શૂળીએ ચડાવશો એમ ડરીને મેં એને તેડાવ્યો નથી. મારી દયા જાણીને એને એના ગામમાં જ સુખે રહેવા દ્યો.' પોગળ ખૂલી ગયું જાણી રાજા લાજ્યો, પણ એનો નિશ્ચય દૃઢ જ રહ્યો. રાણીને કહ્યું, કે 'તમારા ભાઈનો વાળો વાંકો નહિ થાય ને ઊલટી એની ચડતી કળા થશે. છતાં એને નહિ તેડાવો તો એ મારો દ્રોહી છે એમ માનીને એને ને તમને પણ હું દંડીશ.' પછી રાણી બોલી, કે 'મારા ભાઈને કાંઈ હાનિ નહિ થાય એવું વચન આપો તો એને તેડાવું.' રાજાએ કહ્યું, 'ભલે.'

એટલે રાણીએ ભાઈને લખ્યું કે હું બહુ ભીડમાં છું તે આવી જાઓ. ભાઈ આવ્યો એટલે એને પકડીને રાજાએ

કારાગૃહમાં પૂર્યો. રાણી નિરાશ થઈ, રાજા પાસે રોઈ ને દીનયાચના કરી, પણ બધું અફળ ગયું. પછી લાંચે કરીને ભાઈને છોડવવા મથી પણ તેમાં કાંઈ ન વળ્યું. ભાઈ ઉપર કામ ચાલ્યું અને જીવતાં બાળી મૂકવાની એને શિક્ષા થઈ. સાંજે રાણીએ રાજાને અંતઃપુરમાં બોલાવ્યો. રાજા જઈને જુએ છે તો રાણી કાંઈ રોતી કકળતી નથી, આંસુ લોહી નાંખ્યાં છે ને સરસમાં સરસ આભરણ પહેરીને બેઠી છે. રાણી હેત કરતી બોલી, 'તમારી વાત સાચી હતી ને મારી ભૂલ હતી. મારો ભાઈ રાજદ્રોહી હતો ને એને મરણ જ ઘટતું હતું, એ આવો અપરાધી હશે તે કલ્પના જ ભયંકર છે પણ એ તથ્ય છે, અને તમે એ જાણી ગયા એ બહુ સારું થયું.' રાણીનો આમ રંગ ફર્યો જાણી રાજા હર્ષ પામ્યો. અને રાજાના મનમાં હવે શંકા નથી એમ જોયું એટલે રાણીએ કહ્યું, કે 'મારી એક વિનંતિ છે. નદીકાંઠે મારા ભાઈને બાળે ત્યાં દાસીઓને સંગે જોવા જવાનું મને બહુ મન છે.' એના ભાઈના જીવિત વિના બીજું ગમે તે આપવાને રાજા તત્પર જ હતો એટલે એણે તરત જ હા ભણી.

બીજે દિવસે પ્રાતઃકાળે ભગવાન સવિતાનારાયણ ઉદયગિરિ ઉપર હજી ચડ્યા નથી ત્યાં તો નદીકાંઠે માણસની ભારે મેદિની થઈ. બીજાને મરતાં જોવા જેવું માણસને કાંઈ ગમતું નથી.

નદીકાંઠે ચિતા રચી હતી ને ચિતા વચ્ચે રાજદ્રોહીને બાંધવા લોહસ્તંભ ઊભો કર્યો હતો. એક દિશાએ થોડીક જગ્યા રાખી હતી ત્યાં પરિજન સહિત રાણી આવી અને

બેઠી. થોડીક વારમાં રાજાનાં માણસ ભાઈને લઈ આવ્યાં અને એને થાંભલે બાંધ્યો.

રાણી આ બધું જુએ છે, પણ કાંઈ બોલતી નથી. ચિતાને દહન દીધું. લાકડાં સૂકાં હતાં એટલે ભડભડ સળગ્યાં, ને આકાશ ધુંવાડો ધુંવાડો થઈ ગયું. મન્દમન્દ પવન અગ્નિને પ્રજ્વાળતો હતો. દેવતા ભાઈને ફરતો લીલાવિસ્તાર કરે છે પણ એનું રુંવાડુંય ફરકતું ન હોય એમ તે સમાધિસ્થની પેરે અડગ ઊભો છે. માત્ર એની દૃષ્ટિ જ્યાં એની જન્મભૂમિ હતી તે દિશામાં સ્થિરપણે મંડાણી છે. થોડીક વારમાં એનો દેહ ભસ્માવશેષ થઈ જશે. બધે ભારે શાંતિ ફેલાઈ છે.

ત્યાં એકાએક, કોઈ જાણે કે રોકે તે પહેલાં રાણી પોતાના આસનથી ઊઠી ને ચિતા પાસે ધોડી ગઈ. એક પળમાં ત્યાં પહોંચી, ને ઝાળમાં કૂદી પડી. ભાઈને ગળે બાથ લીધી ને પછી જે સહસ્ત્રાવધિ નયન તેમના ઉપર વિકાસી રહ્યાં હતાં તેને સંમુખ રહીઃ ઉત્તમ વસ્ત્ર ને રત્નમય આભૂષણવતી રૂપાળી બહેન અને થોડાક ગાભા જેને વજ્ર-શરીરે વિંટયા છે એવો ઉઘાડપગો ભાઈ—ઉભયના દેહની આહુતિ એક હારે દેવાણી. લોકોમાં હાહાકાર થઈ ગયો, ત્રાહિત્રાહિની રાડ ફાટી ગઈ, રાજાનાં માણસ અગ્નિને ઠારવા આમતેમ આથડયાં પણ તે વ્યર્થ હતું. ભાઈબહેનને જાણે અભિનવવસ્ત્રપરિધાન કેમ ન કરાવતી હોય એમ હુતાશની માતા તેમને ફરી વળી, અને નિમિષમાત્રમાં તો ભાઈબહેન ત્યાં નહોતાં. બહેને ભાઈનું જીવિત જોખમમાં નાંખ્યું તો બહેને ભાઈને સંધાતે મરણનું શરણ લીધું.

## ૩૩

## આહારશુદ્ધિ અને રસત્યાગ

અહિંસા તથા સંયમની દૃષ્ટિએ આહારશુદ્ધિનો વિચાર જૈન લોકોએ કર્યો છે એટલો કદાચિત્ બીજા કોઈએ નથી કર્યો. એટલે સાધુજીવનને અંગે જીભનું વશીકરણ કેટલું મહત્ત્વનું છે એ વિષયે જૈનશાસ્ત્ર શું સાક્ષી પૂરે છે એનું સહજ દિગ્દર્શન કરવાની આ સ્થળે ધારણા છે.

ઉત્તરાધ્યયનસૂત્રના સોળમા અધ્યયનમાં બ્રહ્મચર્યનાં દશ સમાધિસ્થાન, અર્થાત્ સાધન, ગણાવ્યાં છે, ત્યાં કહે છે:

पणीयं भत्तपाणं तु खिप्पं मयविवड्ढणं ।
बंभचेररओ भिक्खू निच्चओ परिवज्जए ॥७॥
(प्रणीतं भक्तपानं तु क्षिप्रं मदविवर्धनम् ।
ब्रह्मचर्ये रतो भिक्षुर्नित्यशः परिवर्जयेत् ॥)

(સાધુએ પ્રણીત અર્થાત્ જેમાં ઘી વગેરે રસ હાલી મળ્યા હોય એવું, અને તત્કાળ વાસનાને ઉત્તેજનારું ખાનપાન હમેશાં વર્જવું.)

धम्मलद्धं मियं काले जत्तत्थं परिहाणवं ।
नाइमत्तं तु भुंजेज्जा बंभचेररसओ सया ॥८॥
(धर्मलब्धं मितं काले यात्रार्थं प्रणिधानवान् ।
नातिमात्रं तु भुञ्जीत ब्रह्मचर्यरतः सदा ॥)

(સાધુએ સ્વસ્થચિત્તે યોગ્ય સમયે પ્રમાણમાં અને કેવળ સંયમના નિર્વાહને અર્થે ધર્મમાર્ગે મળેલ અન્ન ખાવું, પ્રમાણથી વધારે પડતું ન ખાવું.)

સૂત્રકૃતાંગસૂત્રના પ્રથમ સ્કંધના સાતમા અધ્યાયમાં કહે છે:

भारस्स जाता मुणि भुंजएज्जा ।

(ભાર એટલે સંયમભારની યાત્રા એટલે નિર્વાહ તેને અર્થે સાધુએ આહાર લેવો.)

જિનમંડનકૃત શ્રાદ્ધગુણવિવરણમાં આવે છે:

भोज्यं कार्यं प्राणसंधारणार्थम् ।

(પ્રાણ ટકાવવાને અર્થે ખાવું.)

આહારનું પ્રમાણ કેટલું હોય એ વિષયે પણ બીજા ગ્રંથમાં કહી દીધું છે:

द्वात्रिंशाः कवलाः पुंस आहारस्तृप्तये भवेत् ।
अष्टाविंशतिरेवेष्टाः कवलाः किल योषितः ॥

(પુરુષનો આહાર બત્રીશ કોળિયા અને સ્ત્રીનો અઠ્ઠાવીશ કોળિયા.)

દશબાર રોટલીનું પડીકું વાળીને એકસપાટે ગળે ઉતારીને રખેને કોઈ એને એક કોળિયો ન ગણાવે એટલા સારુ આશાધર પંડિત કહે છે:

[1]ग्रासोऽथावि सहस्रतण्डुलमितो द्वात्रिंशदेतेऽशनम् ।

ઉત્તરાધ્યયનના સત્તરમા અધ્યયનમાં પાપશ્રમણ અર્થાત્ દુષ્ટસાધુનું વર્ણન આવે છે, ત્યાં કહે છેઃ

दुद्धदहीविगईओ आहारेइ अभिक्खणम् ।

(દૂધ, દહીં, ઘી વગેરે વારંવાર ખાય.)

ત્રીસમા અધ્યયનમાં ૭ પ્રકારનાં બાહ્ય એટલે શારીરિક તપ ગણાવ્યાં છે, તેમાં ચોથું રસપરિત્યાગ આવે છેઃ

खीरदहिसप्पिमाई पणीयं पाणभोयणं ।
परिवज्जणं रसाणं तु भणियं रसवज्जणं ॥२६॥
(क्षीरदधिसर्पिरादि प्रणीतं पानभोजनम् ।
परिवर्जनं रसानां तु भणितं रसवर्जनम् ॥)

(રસત્યાગ એટલે દૂધ, દહિં, ઘી, ગોળ, પકવાન્ન વગેરે વર્જવાં તે.)

આ જ તપને વિષયે આશાધર કહે છેઃ

[2]त्यागः क्षीरदधीक्षुतैलहविषां × × × ।
रसपरित्यागस्तपोऽनेकधा ॥

(દૂધ, દહીં, ઇક્ષુ એટલે શેરડી, ગોળ, ખાંડ, સાકર, વગેરે, તેલ તથા ઘીનો ત્યાગ તે રસપરિત્યાગ.)

જૈનશાસ્ત્રોમાં માંસ, મદ્ય, માખણ, અને મધ આ ચાર વસ્તુને મહાવિકૃતિ કહેલ છે ને સર્વથા ત્યાજ્ય ગણેલ છે. એમાં અહિંસાદષ્ટિ પ્રધાન છેઃ

[3]मधु मद्यं नवनीतं पिशितं च महाविकृतयस्ताः ।

---

૧ अनगारधर्मामृत ૭–૨૨. ૨ ત્યાં જ ૨૭. ૩ અમૃતચન્દ્રકૃત પુરુષાર્થસિદ્ધ્યુપાય ૭૧. उत्पद्यन्ते विलीयन्ते सुसूक्ष्मा जन्तुराशयः । सप्तग्रामेषु यत्पापमग्निना भस्मसात्कृते । तदेतज्जायते पापं मधुबिन्दुप्रभक्षणात् ॥ શ્રાદ્ધગુણવિવરણ.

આ ઉપરાંત દૂધ, દહીં, ઘી, તેલ, ગોળ અને પક્વાન્ન (ઘીતેલમાં તળેલ પદાર્થો)ને પણ વિકૃતિ ગણીને એકંદર દશ વિકૃતિઓ માનેલ છે, અને વિકૃતિમાત્રનો ત્યાગ સૂચવ્યો છે.

મિષ્ટાન્નનો ત્યાગ જાણે ઠીક, પણ દૂધાદિનો ત્યાગની વાત સાંભળતાં જ આજ આપણને કંપ છૂટશે, પણ ધર્મ તો અસિધારા કરતાંય વસમો છે.

'હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જો ને.'

વર્ધમાનસ્વામીને મહાવીર કહ્યા તે યોગ્ય હતું. માણસને મારવા કરતાં મનને મારવામાં વિશેષ વીરત્વ જોઈએ છે, અને દિગ્વિજયી જિતેન્દ્ર કરતાં જિતેન્દ્રિયની પદવી ક્યાંય ઊંચી છે.

દૂધ ને દૂધજન્ય પદાર્થો સદોષ છે એમાં લેશમાત્ર શંકા નથી. શંકા રહી જતી હોય તો સાંભળો:

"Milk is now used by the Allies to stimulate all of their soldiers before they go into battle. The Teutons serve their men with beer, but the Allies, on the Western front, thanks to the discovery of the Pasteur Institute in Paris, have found that milk is not only a helpful food, but one of the most powerful stimulants known. . . .

"Milk is now seen to contain some mysterious and magic power, not only whipping up the living tissues, but holding

them pleasantly to the task without the subsequent reaction and collapse so usual with strychnine, quinine, ergot and other artificial stimulants. . . . The French Government realising this has issued orders to push the sale of milk "(*Hoard's Dairyman*).

(રણક્ષેત્ર ઉપર જતા પહેલાં જર્મની સિપાઈઓને દારૂ આપે છે એ જ ઠેકાણે મિત્રરાજ્યો દૂધ આપે છે, કારણ એના જેવો ઉત્તેજક પદાર્થ બીજો એકે નથી. . . .

બીજા કૃત્રિમ ઉત્તેજકના ઉપયોગમાં પાછળથી પ્રત્યાઘાત અને અધઃપાત થાય છે તે દૂધમાં નથી થતો.)

એટલે દૂધાદિનો ત્યાગ અવશ્ય ધર્મ છે. પણ તીર્થંકરોએ લાંબા ઉપવાસનું પારણું દૂધે જ કરતા એમ લાગે છે, એટલે એ ધર્મનું આચરણ આ કઠણ કલિકાલને વિષયે જેનું તેનું કામ નથી. એ ધર્મના પાળનાર મહારથીઓને સહસ્રવાર વન્દન હો.

## ૩૪

## મહાપ્રતાપી ગૂર્જરમહિલા અનુપમાદેવી

આબુ પર્વત ઉપર વસ્તુપાલતેજપાલનું જૈનમન્દિર છે, એને ઉદ્દેશીને રાજસ્થાનના યશોગાયક કર્નલ ટૉડનું વચન છે, જેઃ

'Beyond controversy this is the most superb of all the temples in India, and there is not an edifice beside the Taj Mahal, that can approach it.'

અર્થાત્, 'ભારતનાં મન્દિરમાત્રમાં આ સર્વથી વિશેષ ભવ્ય છે, એ વાત નિર્વિવાદસિદ્ધ છે; અને તાજમહાલ વિના એકે ભવન નથી, જે એને લગી શકે.'

એટલે પ્રથમ આંગળીએ તાજમહાલ, બીજીએ આ મન્દિર, અને ત્રીજી અનામિકા એમ સ્થિતિ છે. છતાં તાજમહાલની પ્રેરણા કરનાર અર્જમન્દબાનુ બેગમ પ્રસિદ્ધ છે તેમ વસ્તુપાલતેજપાલને મન્દિર ચણાવવા પ્રેરનારી તેજપાલ મંત્રીની ગુણસુન્દરી ગૃહિણી અનુપમાદેવીનું નામ ગૂજરાત બહાર તો શું પણ ગૂજરાતમાંય કોઈ જાણતું નથી એ કેટલું લજ્જાસ્પદ છે!

अभूदनुपमा पत्नी तेजःपालस्य मन्त्रिणः ।
लावण्यसिंहनामायमायुष्मानेतयोः सतः ॥
तेजःपालेन पुण्यार्थं तस्य पुत्रकलत्रयोः ।
हर्म्यं श्रीनेमिनाथस्य तेने तेनेदमर्बुदे ॥

सोमेश्वरदेवो मन्दिरप्रशस्तौ ।

જૈનગ્રન્થોને આધારે આ ઉગ્રભાગ્યવતી બાઈનો કાંઈક પરિચય ગૂર્જરવાચકવૃન્દને આપવો, એ આ લખાણનો હેતુ છે.

× × ×

વસ્તુપાલચરિતના કર્તા જિનહર્ષગણિ એને વિષયે કહે છે:

सर्वत्राप्रतिमप्रज्ञाऽनुपमाऽनुपमा तथा ।
आसीत्सधर्मिणी धर्म्या तेजःपालस्य मन्त्रिणः ॥ १–७९ ॥
सम्यग्देवगुरूपास्तिराजहंस्या युतोऽनिशम् ।
उवास मानसे यस्याः सद्विवेकसितच्छदः ॥ ८० ॥
सद्विचारगृहाचारधर्माधारक्रियादिषु ।
तयोर्वेश्मन्यभून्मान्या याव्यक्षेव सरस्वती ॥ ८१ ॥

'અનુપમા બુદ્ધિ વિષયે અનુપમા જ હતી. એના માનસ( મનરૂપી )સરોવરમાં દેવગુરુભક્તિરૂપી રાજહંસી સહિત સદ્વિવેકરૂપ રાજહંસ નિરંતર વસતો હતો. વસ્તુપાલ-તેજપાલના ઘરમાં જાણે સાક્ષાત્ સરસ્વતી ન હોય એવી રીતે તે બધી વાતે માન્ય હતી.'

વસ્તુપાલતેજપાલ માંડળમાં વસતા હતા.

× × × विदधे बन्धुभिः समम् ।
मण्डलीनगरे वासं भूमिमण्डलमण्डने ॥ ८५ ॥

ત્યાંથી તે એક સમયે શત્રુંજયાદિ તીર્થયાત્રા કરવા નીકળ્યા.

अचलत्तीर्थयात्रायै शकुनैः सिद्धिशंसिभिः ॥ १२३ ॥

વચ્ચે હડાળા આવ્યા. (हडालकपुरं प्राप्तौ । १२४ ।)

સૌરાષ્ટ્રમાં બીકાળું છે એમ જાણીને પોતાનું સર્વસ્વ ત્રણ લાખ ધન હતું તેમાંથી એક લાખ ત્યાં દાટી રાખવાનો વિચાર કર્યો.

किञ्चिदस्वास्थ्यमालोक्य सुराष्ट्रासु तदग्रतः ।

× × विचारमिति चक्रतुः ॥ १२५ ॥

कियदत्र भुवो मध्ये योगक्षेमार्थमायतौ ।

निधीयते धनं यस्मात्तदाधारा गृहस्थितिः ॥ १२६ ॥

विलोक्य गृहसर्वस्वं जातं लक्षत्रयीमितम् ।

एकं लक्षं ततो लात्वा निधातुं निशि तौ गतौ ॥ १२८ ॥

મધ્યરાત્રે મોટા વડ નીચે ખોદ્યું, તો જાગતા પુણ્યને પ્રતાપે ત્યાંથી ઊલટો સોનૈયે ભરેલો તાંબાનો કલશ નીકળ્યો.

निशीथे महाश्वत्थतलं खानयामासुः । तयोः खानयतोः कस्यापि प्राक्तनः कनकपूर्णः शौल्वः कलशो निरयात् । राजशेखर-श्चतुर्विंशतिप्रबन्धे ।

કલશ લઈ ઘેર આવી સરસ્વતીના જેવી ઉદાર તથા સારી બુદ્ધિ દેનારી સદામાન્ય મનસ્વિની અનુપમાને ભાઈઓએ પૂછ્યું, કે આનું શું કરવું?

तमादाय मुदागत्य स्वपदं सोदरावुभौ ॥ १३२ ॥

सरस्वतीमिवोदारसारबुद्धिप्रदायिनीम् ।

पृच्छतः स्म सदामान्यां देवीमनुपमाभिधाम् ॥ १३३ ॥

× × निश्चितमनेन किं कर्तव्यमतःपरम् ।
मनस्विनि मतिं ब्रूहि परिणामगुणावहाम् ॥ १३५ ॥

લજ્જાના ભારથી નતમુખી તે બોલીઃ

द्रव्योपार्जनसंजातरजोभारादिवाङ्गिनः ।
अधः क्षिपन्ति सर्वस्वं गन्तुकामा अधोगतिम् ॥ १३७ ॥
अतो गरीयसि स्थाने स्थापनीयं निजं धनम् ।
जगद्दृग्गोचरे प्रोच्चैःपदवीं स्पृहयालुभिः ॥ १३८ ॥
शत्रुंजयोज्जयन्ताख्यौ गरीयांसौ गिरी स्मृतौ ॥ १३९ ॥
अनयोस्तीर्थयोर्लक्ष्मीर्निहिता हि हितार्थिभिः ।
परोलक्षैः पुरो वर्षैर्नैवं संपद्यतेऽन्यसात् ॥ १४१ ॥

'દ્રવ્યોપાર્જન કરતાં માણસને પાપ લાગે છે, તેથી તેની બુદ્ધિ વકરી જાય છે, અને જાણે નીચગતિ ન ઇચ્છતો હોય તેમ તે પોતાનું ધન પૃથ્વી નીચે દાટે છે. ઉચ્ચગતિના અભિલાષીઓએ પોતાનું ધન જગતને દૃષ્ટિગોચર થાય એમ ઉચ્ચસ્થાને સ્થાપવું જોઈએ. શત્રુંજય ને ઉજ્જયન્ત (ગિરનાર) ઊંચા પર્વત છે ત્યાં આત્માર્થી પુરુષોએ ધન વાપરવું, જેથી કરીને લાખો વર્ષે પણ તે પ્રસ્તુતનિધિની ધોડે પરહસ્તે ન ચડે.'

આ હિતોપદેશ સાંભળીને વસ્તુપાલે શત્રુંજયાદિ તીર્થમાં ધન વાવર્યું.

तच्छ्रुत्वा श्रीवस्तुपालस्तद्द्रव्यं श्रीशत्रुंजयोज्जयन्तादौ अव्ययत् । रा० ।

× × ×

અનુપમાની ચાતુરીનો આ એક પ્રસંગ. બીજો પ્રસંગ પણ એવો જ રમણીય છે. આબુ ઉપર મન્દિર ચણાતું હતું, ત્યાં વસ્તુપાલની આજ્ઞાથી તેજપાલ અનુપમા સાથે

આબુ આવ્યો, ને મન્દિર ચણાઈ રહેવા આવ્યું જાણીને પ્રસન્ન થયો.

श्रीवस्तुपालादेशात्तेजःपालोऽनुपमया सहानल्पपरिच्छदोऽर्बुदगिरिं प्राप्तः । प्रासादं निष्पन्नप्रायं ददर्श तुतोष च । रा० ।

એક દિવસે તેજપાલ પૂજા કરતો હતો, ત્યાં સૂત્રધારોની મન્દતા જોઈને અનુપમાએ શિલ્પીઓના અગ્રેસર શોભનને કહ્યું:

तेजःपालेऽन्यदा नेमिपूजानिर्मितितत्परे ।
पश्यन्ती सूत्रधाराणां कर्मस्थानेषु मन्दताम् ॥ वि० ८-१२० ॥
जगादानुपमा देवी चातुर्येण सरस्वती ।
शोभनं शिल्पिनामग्रेसरं शास्त्रविदां वरम् ॥ १२१ ॥

'હે ભદ્ર, એક થાંભલો ઊભો કરતાં આટલો વિલંબ થાય, તો મન્દિર કેદી પૂરું થાય? સુજ્ઞો કહે છે કે ધર્મની ત્વરિત ગતિ છે. કયો ક્ષણ કેવો જાય તે કોણ જાણે છે? લક્ષ્મી વીજળી જેવી ચંચળ છે, આયુ વાયુ જેવું અસ્થિર છે. એટલે વિવેકીએ પોતાનો જન્મ સફળ કરવા ધર્મકાર્યમાં ઢીલ ન કરવી, અને વિશેષતઃ અધિકારીએ.'

एकस्मिन्नपि भो भद्र स्तम्भोद्धारणकर्मणि ।
एतावान् भवतां कालविलम्बश्चेद्भविष्यति ॥ १२२ ॥
तदात्र पर्वते चैत्यं कदा सिद्धिं प्रयास्यति ।
निगद्यते यतः प्राज्ञैर्धर्मस्य त्वरिता गतिः ॥ १२३ ॥
को जानाति क्षणः कीदृग् भावी कोऽपि शरीरिणाम् ।
अचिरेव चला लक्ष्मीरायुर्वायुरिवास्थिरम् ॥ १२४ ॥
निर्विलम्बं ततः कार्यं पुण्यकार्यं विवेकिना ।
स्वजन्म सफलीकर्तुं विशेषादधिकारिणा ॥ १२५ ॥

શોભને ઉત્તર આપ્યું,

स्वामिन्युर्वीधरः सोऽयं दुरारोहः सुरैरपि ॥ १२६ ॥

यत्र शीतं पतत्युग्रं प्रातःकृत्यविघातकृत् ।

तुषारशीतलो वायुर्मर्मच्छिद्वाति सन्ततम् ॥ १२७ ॥

मध्याह्ने क्रियते सूत्रधारैः प्रत्येकमात्मना ।

भोजनोपक्रमः कष्टं दुर्भरोदरपीडितैः ॥ १२८ ॥

भोजनानन्तरं कर्म यावद्देवि विधीयते ।

तावत्सायं पुनः शीतं प्रत्यनीकमिवोदयेत् ॥ १२९ ॥

भवेत्सूत्रभृतां नित्यं शाकगोरसवर्जितम् ।

भोजनं तेन देहेषु न शक्तिरपि तादृशी ॥ १३० ॥

स्तोकं स्तोकं ततः कर्म संचरत्यत्र भूभृति ॥ १३१ ॥

'હે સ્વામિનિ, આ પર્વત બહુ ઊંચો છે, એટલે ટાઢ આકરી પડે છે, અને સવારે કામ બનતું નથી. નિરન્તર હિમ જેવો મર્મચ્છેદી પવન વાય છે. મધ્યાહ્ને એકેએક શિલ્પીને હાથે રાંધીને ખાવાનું હોય છે. ભોજન પછી કામ આદરીએ ત્યાં તો હે દેવિ, સાંજે પાછી ટાઢ કહે મારું કામ. શિલ્પીઓને શાક, દૂધદહીં કાંઈ મળતું નથી, એટલે શરીરમાં એવી શક્તિ પણ નથી હોતી, એટલે અહીં કામ થોડું ચાલે છે.'

આમ સંવાદ થાય છે ત્યાં તેજપાલ આવ્યો, એને અનુપમાએ કહ્યું:

स्वामिन्नैवोचितः कर्तुं विलम्बश्चैत्यकर्मणि ॥ १३६ ॥

न वर्धते यतस्तेजः सर्वं महतामपि ।

सायं सूर्योऽपि निस्तेजाः पतत्यर्णववारिणि ॥ १३७ ॥

व्यापारप्रभुता चैषा प्रदीपकलिकोपमा ॥ १३८ ॥

वृद्धानाराधयन्तोऽपि तर्पयन्तोऽपि पूर्वजान् ।
पश्यन्तोऽपि गतश्रीकानहो मुह्यन्ति जन्तवः ॥ १४० ॥
इतो विपदितो मृत्युरितो व्याधिरितो जरा ।
जन्तवो हन्त पीड्यन्ते चतुर्भिरपि सन्ततम् ॥ १४२ ॥

'હે નાથ, મન્દિરના કામમાં વિલંબ કરવો ઉચિત નથી. મહાપુરુષોનું તેજ પણ સદાય વર્ધમાન જ નથી હોતું; સાંજે સૂર્ય નિસ્તેજ બનીને સમુદ્રમાં જઈ પડે છે. વળી રાજ્યાધિકાર તો દીપકલિકા જેવો છે. લોકો વૃદ્ધને નમે છે, મરી ગયેલા પૂર્વજોનું તર્પણ કરે છે અને ધન ખોઈ બેઠેલા માણસોને જુએ છે, તોય તેમનો મોહ છૂટતો નથી. એક પડખે વિપત્તિ, એક પડખે મૃત્યુ, એક પડખે વ્યાધિ ને એક પડખે વૃદ્ધાવસ્થા, આ ચારેય માણસને નિરંતર પીડ્યા કરે છે.'

તેજપાલે પૂછ્યું, 'હે રાજ્યસ્વામિનિ, તો મન્દિર તરત કેમ તૈયાર થાય તે કહે.'

राज्यस्वामिनि वद केनोपायेन शीघ्रेण प्रासादो निष्पत्स्यते । रा० ।

અનુપમાએ કહ્યું:

सूत्रधारा विधीयन्ते पृथगह्नि पृथग्निशि ॥ १४८ ॥
कटाहिः कार्यते तत्र भोज्यन्ते शिल्पिनोऽखिलाः ।
पीयूषोपमभोज्यानि सर्वदापि यथारुचि ॥ १४९ ॥
अभ्यङ्गस्नानविश्रामविधानार्थं पृथक्पृथक् ।
प्रत्येकं सूत्रधाराणां क्रियते जनयोजना ॥ १५० ॥
निर्विलम्बं ततो धर्मकृत्यानि स्युर्महीतले ।
सर्वः सन्तोषमायातः सोत्साहः स्यात् क्रियासु यत् ॥ १५१ ॥

'હે સ્વામિન્, રાત્રિએ તથા દિવસે કામ કરનારા પૃથક્-પૃથક્ રાખવા ['ડબલ્-શિફ્ટ્']. સર્વ શિલ્પીઓને એક-રસોડે રુચિ પ્રમાણે અમૃતતૂલ્ય ભોજન કરાવવું. અને શિલ્પીઓને નવરાવવા, એની પગચંપી કરવા, ઇ. ઇ. કામ માટે નોખાં નોખાં માણસની યોજના કરવી. એટલે વિના વિલંબે મન્દિર પૂરું થશે, કેમ જે માણસને સંતુષ્ટ રાખવાથી તેને કામમાં ઉત્સાહ સ્ફુરે છે.'

પછી તો સૂત્રધારોને લીલાલહેર થઈ પડી.

ततो हृष्टाशयाः सर्वे सूत्रधारादयो जनाः ॥ १५३ ॥

આપણે પણ તે દિવસોમાં આબુ ઉપર આરસ કોતરતા હોત તો કેવી મોજ થાત?

× × ×

મન્દિરનો પ્રતિષ્ઠામહોત્સવ સંવત ૧૨૮૭ના ફાલ્ગુન વદી ૩ ને રવિવારે ઉજવાયો, તે જોવાને અનુપમાદેવી જીવ્યાં નહિ, એમ જણાય છે. પ્રશસ્તિમાં મન્દિર એના પુણ્યાર્થે ચણાવ્યું એવો ઉલ્લેખ છે.

આવતે વર્ષે અનુપમાદેવીના મન્દિરની પ્રતિષ્ઠા થયાં ૭૦૦ સાતસેં વર્ષ પૂરાં થાય એ પ્રસંગે ગૂર્જરપ્રજાએ આબુ પર્વત ઉપર મોટો સમારંભ કરીને અનુપમાદેવીના નામનો આરસપહાણનો કીર્તિસ્તમ્ભ ઊભો કરવો જોઈએ. તેના ઉપર આ લેખમાં ટાંકેલ શ્લોક કોતરાવવા અને એ રીતે આ પુણ્યશાળી આત્માનું શ્રાદ્ધ કરવું જોઈએ.

## ૩૫
## ગોરક્ષક આચાર્ય હીરવિજયસૂરિ

આ મહાન સાધુ પાલણપુર(પ્રહ્લાદનપુર)માં ઓશવાળ વાણિયા કૂંરાશાહ (કુંવરજી, કૂરજી) પિતા તથા નાથીબાઈ માતાને ઘેર આજથી ચારસેં વર્ષ પહેલાં સંવત્ ૧૫૮૩ના માર્ગશીર્ષ માસની ઉજ્જ્વલ નવમીને સોમવારને દિવસે અવતર્યા હતા. ફઈબાએ એનું નામ હીરજી પાડ્યું.

> ૩ ૮ ૫ ૧
> विश्वावनीधरशिलीमुखपूषसंख्य-
> संवत्सरेऽवनिपुरंदरविक्रमार्कात् ।
> मासः सहस्य विशदश्रियमाश्रयन्त्यां
> जन्मानुभावत इवास्य तिथौ नवम्याम् ॥
>
> देवविमल–हीरसौभाग्य ३–२८ ॥

આચાર્યનું ગુજરાતી ચરિત્ર ખંભાતના પ્રાગ્વાટ(પોરવાડ) વણિક્પુત્ર ઋષભદાસે સં. ૧૬૮૫ માં વિજ્યાદશમીને દિવસે પૂર્ણ કર્યું, તેમાં એણે વણિક નામ કોને ઘટે એ વિષયની પ્રારંભમાં જ ચર્ચા કરી છે. તે લખે છે:

> વડી જ્ઞાતિ વણિકની કહીએ,
> આ કલિયુગ માંહે લહીએ;
> જે નીતિ સકલના જાણ,
> જેને અભક્ષ્યતણાં પચ્ચખાણ. (૧૨-૩)

વાણિયાનો દીકરો અનીતિમાન્ ન હોય. માંસમદિરાને જ નહિ પણ પોતાને લેવું ઘટે એનાથી વધારે એક પાઈને ય અભક્ષ્ય ગણે.

નહિ પરપ્રાણતણો ઘાત,
વાંકી વાટે જે નવ જાત;
જીરવતો મદ ધન કેરો,
તેણે કુળ વણિકનો વડેરો. (૧૨-૪)

જીવમાત્ર ઉપર, શત્રુ ઉપરેય, દયા રાખે. આડે માર્ગે ચડે નહિ, ધનમદથી છકી જાય નહિ.

ધન્ય વણિકનો અવતાર,
કરે સકલ પ્રાણીની સાર;
વાણિગ બંધ થકી છોડાવે
નર સહુને કર ઓછાવે. (૧૨-૫)

પ્રાણિમાત્રની સંભાળ રાખે. બંધીવાનના બંધ છોડાવે (આજ કોઈ સાચો વણિકપુત્ર હોય તો રાજદ્વારી કેદીને છોડાવવા મથે), કોઈને માથે વધારે પડતો કર હોય તો તેનો ઉપાય કરે.

વણિગ દેતા ક્ષણમાં લક્ષ,
વળી ઉતારે દુર્ભિક્ષ;
વાણિગને નમે રાણા રાય
ટાળે અકર અને અન્યાય. (૧૨-૬)

ક્ષણવારમાં લાખ સોનૈયાનું દાન કરે, દુષ્કાળપીડિત લોકોને નિભાવે, અઘટિત કર તથા અન્યાય સામો થઈને જામહારાજાને નમાવે.

ચડયા કટક તેને ફેરવતા,
નર દરિદ્રપણું નિર્ગમતા;
તેણે વાણિગનું કુળ સાર,
જિણ કુળે હુઆ બહુ દાતાર. (૧૨—૭)

દેશ ઉપર સૈન્ય ચડી આવતું હોય એને રોકે, લોકોનું દાળદર ટાળે (આજના સમયમાં દાળદર ફીટાડનારી ખાદી વિના વણિક્પુત્રને બીજું ન ખપે), દાન દેતાં પાછું વાળી ન જુએ.

પાલણપુરમાં જન્મેલો આ બાળક ખરો વણિક્કુલદીપક હતો એ આગળ ઉપર જણાશે.

હીરજીનાં માતાપિતા પોતે હજી બાળક હતા ત્યાં જ મરણ પામ્યાં. બાળપણામાં માબાપના વિયોગ કરતાં મોટું દુઃખ શું હોઈ શકે? સંસારની માયા ખોટી ને ક્ષણભંગુર છે તે વિચક્ષણ બાળકે તરત જ જોઈ લીધું. ભાઈને લાગેલ રામબાણનો ઘા રૂઝે તો ઠીક એમ કરીને, હીરજીની મોટી બહેન વિમળા પાટણમાં વિજયસિંહશેઠ વેરે પરણાવેલ હતાં તે એને પાટણ લઈ આવ્યાં. પણ બહેનનો પ્રયત્ન વ્યર્થ ગયો, અને હીરજીએ સં. ૧૫૯૬ ના કાર્તિક વદિ ૨ ને સોમવાર ને દિવસે તેરમે વર્ષે વિજયદાનસૂરિને હસ્તે સંયમદીક્ષા લીધી. ગુરુએ એનું નામ હીરહર્ષ રાખ્યું.

૬ ૯ ૫ ૧
षड्ग्रहेषुशशिसंख्यमितेऽब्दे कार्तिकस्य च तिथौ द्विकसंख्ये ।
यन्निरस्तभवनिःश्वसितार्चिर्धूमवर्तिभिरिवाविशदास्ये ॥

હી૦ ૫-૨૦૮ ॥

જૈનશાસ્ત્ર ભણી લીધા પછી હીરહર્ષ ધર્મસાગર નામના બીજા એક મુનિ સાથે દેવગિરિ ગયા ને ત્યાં એક બ્રાહ્મણ પાસે

ન્યાય, વૈશેષિક, મીમાંસા, વ્યાકરણ, જ્યોતિષ, ગણિત, ચિંતામણિ નામનું શૈવશાસ્ત્ર ઇ. ઇ. ભણ્યા. દક્ષિણથી પાછા આવ્યા પછી હીરહર્ષને સં. ૧૬૦૭ માં પચ્ચીશમે વર્ષે પંડિતપદ મળ્યું.

७ ० ६ १
तुरगव्योमरसेन्दुवत्सरे । ही० ६-७३ ॥

અને છવીશમે વર્ષે સં. ૧૬૦૮ ની વસંતપંચમીને દિવસે ઉપાધ્યાય(વાચક)પદ મળ્યું. તેમની સાથે ધર્મસાગર

८ ० ६ १
तपसः सितपंचमीदिने कुलशैलाभ्ररसात्मवत्सरे ।
ही० ६-७५ ॥

તથા રાજવિમલને પણ વાચકપદ મળ્યું. અન્તે સં. ૧૬૧૦ના પૌષ શુદ ૫ ને દિવસે અઠ્ઠાવીશમે વર્ષે હીરહર્ષને સૂરિ (આચાર્ય)પદ તથા હીરવિજય એવું નામ મળ્યું.

० १ ६ १
गगनात्मरसेन्दुहायने विशदे पौषजपंचमीदिने ।
ही० ६-१०८ ॥

સં. ૧૬૨૨ ના વૈશાખ શુદિ ૧૨ ને દિવસે ગુરુ શ્રી વિજયદાનસૂરિએ દેહ છોડ્યો, એટલે ભટ્ટારકપદે સંઘનો આખો કાર્યભાર ૪૦ મે વર્ષે હીરવિજયસૂરિને માથે આવ્યો.

એક દિવસે બાદશાહ અકબર ઝરૂખે બેઠો બેઠો લોકયાત્રા જોતો હતો, ત્યાં ચંપા નામની એક શ્રાવિકાએ છમાસી તપ કર્યું હતું તેને પાલખીમાં બેસાડીને શ્રાવકો વાજતે ગાજતે મન્દિરે દેવદર્શન કરવા તેડી જાતા હતા તે બાદશાહના જોવામાં આવ્યું. સ્થાનસિંહ નામે એક જૈન અકબરનો મન્ત્રી હતો એણે બાદશાહને બધી વાત કરી. જૈનોના

ઉપવાસ કેવા આકરા હોય, ઊના પાણી વિના બીજું કાંઈ ખપે નહિ ને તે પણ દિવસે જ હો. હો.

नान्नं नापि फलं न दुग्धमथवा तक्रं न दध्यादिकं ।
पक्वान्नं न लवंगपूगशकलं नास्वादयत्यह्नि वा ॥
रात्रौ यावदियं विशिष्टतपसः षण्मासकालस्थितेः ।
पूर्तिं चोष्णजलं दिवैव पिबति श्रीवीतरागाज्ञया ॥

*जगद्गुरुकाव्य । १२६ ॥

મગતરડા જેવી એક છોકરી આવું ઉગ્ર તપ કરે એ જોઈને અકબરને ભારે આશ્ચર્ય થયું. એની ધર્મજિજ્ઞાસા તો મૂળથી તીવ્ર હતી જ, એટલે એણે તરત બાઈને બોલાવીને પૂછ્યું, કે 'આવું તપ તું કોના પ્રભાવથી કરી શકી?'

हे मातः तप ईदृशं खरतरं कस्यानुभावात्त्वया ।
शुद्धं साधु विधीयते वद मनःशंकां विहायोत्तमे ॥

ચંપા કહે, 'દેવગુરુના પ્રતાપથી.'

બાદશાહઃ 'તારા દેવ કયા ને તારા ગુરુ કોણ?'

को देवस्तव को गुरुश्च जगति । ज० का० १२९ ॥

ચંપાઃ 'દેવ વીતરાગ, અને ગુરુ હીરવિજયસૂરિ, જેને મન સ્વપર, શત્રુમિત્ર, હીરોપાણો, કાંચનકથીર, સ્ત્રી તથા ખડની ગંજી સમાન છે.'

चित्ते मे सुगुरुस्तु संयमधनः स्वान्यात्मतुल्याशयः ।
मित्रे शत्रुचये समोऽश्मनि मणौ स्त्रैणे तृणौघे पुनः ।
नाम्ना साम्प्रतमस्ति हीरविजयाचार्यः सुसाधूत्तमः ॥

ज० का० १३१ ।

*આ કાવ્ય સૌરાષ્ટ્ર મંગલપુર(માંગરોળ)માં પદ્મસાગરગણિએ સં. ૧૬૪૬ના બીજા ભાદ્રપદ સુદી ૧૧ને દિવસે પૂર્ણ કર્યું હતું.

બાદશાહે ચંપાને દીકરી કરીને સોનાની ચૂડી આપી ને એને ઘેર વળાવી. તે ગયા પછી એણે સ્થાનસિંહને પૂછ્યું, 'હીરવિજયસૂરિ ક્યાં બિરાજે છે?'

**कस्मिन्नस्ति पुरे स हीरविजयाचार्यः । ज० का० १३२ ।**

મંત્રી કહે, 'જહાંપનાહ, જૈન સાધુ એક સ્થળે વસે નહિ, પગે ચાલીને વિહાર કરે, વર્ષાઋતુના ચાર માસ એક ઠેકાણે રહે. હમણાં હીરવિજયમહારાજ લાટદેશમાં ગન્ધાર બન્દરે વિચરે છે.'

**संप्रत्युत्तमधार्मिकेऽस्ति नगरे गन्धारके बन्दिरे ॥**

**ज० का० १३३ ॥**

બાદશાહને ધર્મગુરુઓને મળવાની ભારે હોંશ હતી એટલે એણે તરત હીરવિજયસૂરિને તેડું મોકલ્યું.

અકબરના નિમંત્રણને માન આપીને હીરવિજયસૂરિએ છપ્પન વર્ષની અવસ્થાએ સં. ૧૬૩૯ના માર્ગશીર્ષ વદી ૭ને દિવસે ગંધારથી વિહાર કર્યો, અને જ્યેષ્ઠ વદી ૧૩ને શુક્રવારને દિવસે ફતેહપુર પહોંચ્યા.

**एकोनचत्वारिंशदधिकषोडशशतवर्षे ज्येष्ठबहुलत्रयोदशीदिने ।**

**धर्मसागर-पट्टावली ।**

'સંવત સોળ સુપરિ કહ્યાં,
વરષે ઓગણચાલ,
જેઠ વદિ તેરશી દિને,
ભેટચો નર ભૂપાલ.' (ઋષભદાસ પૃ૦ ૧૧૧)

આચાર્ય અકબરને મળવા ગયા ત્યાં એણે ગાલીચા ઉપર પગ ન મૂક્યો, તે જોઈને અકબરે પૂછ્યું, 'કેમ, મહારાજ?'

'કદાચ નીચે કીડી કે હોય એટલે.'

कदापि कीटिका। भवेदधोस्मिन्न पदं दधे ततः।
ही० १४-७॥

બાદશાહ: 'મારી ચિત્રશાળામાં કીડી કેવી?'

હીરવિજય: 'તથાપિ અમારો એવો આચાર છે કે જોયા વિના પગ ન મુકાય.'

કહે છે, કે બાદશાહે ગાલીચો ઊંચો કરાવ્યો તો સાચે જ નીચેથી કીડી નીકળી.

ततः स यावत्कुरुते तदुच्चकैर्बभूव तावत्प्रकटैव कीटिका॥
ही० १४-९॥

આ પછી બાદશાહ તથા સાધુવરને બહુ દિવસ જ્ઞાન-ગોષ્ઠી ચાલી. અંતે અકબરે હીરવિજયસૂરિને કાંઈક માગવા કહ્યું તો મહારાજે કારાગૃહથી બંધીવાનની અને પાંજરાંમાંથી પક્ષીઓની મુક્તિ માગી, અને ડામર સરોવરના જીવોને સારુ અભયવચન માગ્યું.

માગ્યું ડામર તલાવ;
બાર ગાઉ ફરતું સહી,
ભરિયું મચ્છે સાવ. (ઋષભદાસ, પૃ૦ ૧૨૮)

गुप्तिक्षिप्तसमस्तबन्दिजनतामोक्षः॥ ज० का० १८२॥

सुखं निखेलन्तु विलासविष्किरा-
स्त्वया विमुक्ता निजपंजरात्पुनः।
निरोधदुःखं स्वगृहैर्वियोगिन-
स्तुदत्यमून्यत्तहिनं तरूनिव॥
ही० १४-१८०॥

नानानीडजमीननीरभरितं तद्डामराख्यं सर:।
तेभ्योऽदत्त निषिद्धमीननिधनं तद् विश्ववाग्भिर्नृप:॥
हीं० १४-१९५॥

અને ત્રીજું પજ્જુસણના આઠ દિવસ આખા સામ્રાજ્યમાં કોઈ જીવહિંસા ન કરે એવું ફરમાન માગ્યું. બાદશાહે પોતા તરફથી ચાર દિવસ ભેળીને શ્રાવણની અંધારી દશમીથી ભાદ્રપદની અજવાળી છઠ લગી એમ બાર દિવસ અમારીના હુકમ કાઢ્યા.

શ્રાવણ વદિ દશમી થકી,
પાળે દિવસ વળી બાર;
ભાદરવા સુદિ છઠ લગી,
ઊગરે જીવ અપાર.
(ઋષભદાસ, પૃ૦ ૧૨૮)

चत्वार्यहान्युपरि सन्तु भवद्व्रतानां।
चूलावदत्र मम + + +॥
प्रारभ्य मेचकनभोदशमीं शमीश।
यावन्नभस्य बहुलेतरषष्ठिका स्यात्॥
तावच्चरन्तु सुखमङ्गिगणा: × ×॥
हीं० १४-१९०-१॥

હીરવિજયસૂરિ ચાર વર્ષ આગરા પ્રદેશમાં વિચર્યા, અને શતાવધાની શાંતિચન્દ્ર ઉપાધ્યાયને બાદશાહ પાસે રાખીને પોતે ગૂર્જરદેશ પાછા પધાર્યા.

तस्मिन्वर्षचतुष्टयं नरवरस्यासन्नदेशे स्थिता:।
ज० का० १९६।

શાન્તિચન્દ્રે હીરવિજયસૂરિએ રોપેલી દયાલતાને પાણી પાયું, અને બાદશાહ પાસે જિઝયા કર મુકાવ્યો તથા ૭ માસ પશુવધ બંધ કરાવ્યો.

श्रीमत्पर्युषणादिना रविमिताः सर्वे रवेर्वासराः ।
सौफीयानदिना अपीह दिवसाः संक्रांतिघस्राः पुनः ॥
मासः स्वीयजनेर्दिनाश्च मिहिरस्यान्येपि . . . ॥
तेन नवरोजदिवसास्तनुजजनुरजबमासदिवसाद्याः ।
विहिता अमारिसहिताः . . . . ॥
. . . . . साधिकषण्मास्यमारिरभवदिति ॥

हीo १४-२७३-५ ॥

यज्जीजिआकरनिवारणमेव चक्रे ।
या चैत्यमुक्तिरपि दुर्दमुद्गलेभ्यः ॥
यद्बन्धिबंधनमपाकुरुते कृपांगो ।
यज्जन्तुजातमभयं प्रतिमासषट्कम् ।
यच्चाजनिष्ट विभयः सुरभीसमूहः ॥

शान्तिचंद्र–कृपारसकोश । १२६–७ ।

શાંતિચંદ્ર ગયા પછી ભાનુચંદ્ર ઉપાધ્યાય અકબર પાસે રહ્યા, એણે શત્રુંજય ઉપર જાત્રાળુ પાસેથી લેવાતું મુંડકું બંધ કરાવ્યું, અને શત્રુંજયાદિ તીર્થ પોતાના ગુરુને અર્પણ કરાવ્યાં.

હીરવિજયે યાવજ્જીવ એકટાણાં જ કર્યાં હતાં, પાંચ વિકૃતિ( દૂધ, દહીં, ઘી, ગોળ, તેલ )નો ત્યાગ કર્યો હતો, જમતાં બારથી વધારે વસ્તુ એ કદાપિ ન લેતા, તે ઉપરાંત ઉપવાસાદિ કઈક તપશ્ચર્યા કરી હતી.

૬૯ વર્ષનું આયુષ ભોગવીને ઊનામાં સં. ૧૬૫૨ના ભાદ્રપદ સુદી ૧૧ને ગુરુવારે આ મહાન આચાર્યે દેહત્યાગ કર્યો.

२ ५ ६ १
नेत्रत्रिनेत्राननकेक्रियानवक्त्रत्रियामापतिसंमितेऽब्दे ।
नभस्य मासस्य नमत्पयोदकदंबकाडंबरिणो नभोवत् ॥
प्रभोः प्रभावादिव शुभ्रितायां तिथौ सुरद्वेषिनिषूदनस्य ॥
ही० १७–१५७-८ ॥

આ વૃત્તાન્ત જૈન ગ્રંથોને આધારે લખ્યો છે, પરંતુ અકબરના દરબારીઓનાં ફારસી પુસ્તકોમાંથી એને પુષ્ટિ મળે છે. અબુલફઝલની આઇને અકબરીમાં અકબરના સભાસદોના નામ છે તેમાં હીરવિજયસૂરિ, એની પાટે બેસનાર આચાર્ય વિજયસેન તથા ભાનુચંદ્ર ઉપાધ્યાયનાં નામ પણ છે. રવિવારે, પ્રત્યેક સૌર માસની પહેલી તારીખે, ગ્રહણને દિવસે, રજબ માસના દરેક સોમવારે, આખો ફરવરદીન માસ, આખો આવાં માસ ( જે બાદશાહના જન્મનો માસ હતો તે ), આખો આદર માસ ઇત્યાદિ એમ વર્ષમાં ૭ માસ ઉપરાંત અકબરે માંસાહાર વર્જ્ય કર્યાનું પણ આઇને અકબરીમાં લખ્યું છે. અકબરનો બીજો એક દરબારી અબ્દુલકાદર બદાઉની ચુસ્ત મુસલમાન હતો. એણે એના ઇતિહાસમાં લખ્યું છે કે અકબરે પોતાના રાજ્યમાં રવિવારે, ફરવરદીન માસમાં અઢાર દિવસ, આખો આવાં માસ ઇત્યાદિ પ્રસંગે પશુવધની બંધી કરી હતી અને આ રાજાજ્ઞા તોડનારને દેહાન્તદંડ દેવાનું ઠરાવ્યું હતું (હિજરી સન ૯૯૧=ઈ. સ. ૧૫૮૩=વિ. સં. ૧૬૩૯ ). આ ઉપરાંત પજ્જુસણાદિ દિવસે પશુવધની બંધીનું હિજરી સન ૯૯૨ ( વિ. સં. ૧૬૪૦ )નું, તથા ગિરનાર, શત્રુંજય, તારંગા, આબુ, કેસરિયા, સમેતશિખર એ પાંચ તીર્થ હીરવિજયસૂરિને સમર્પણ કર્યાનું એ બે તથા બીજાં પણ અકબરનાં અસલ ફરમાન સદ્ભાગ્યે આ જ સુધી સચવાઈ રહેલ છે.

હીરવિજયસૂરિ જેવા હીરા પાલણપુરમાં જ નહિ, ગુજરાતમાં જ નહિ, પણ સમગ્ર ભારતદેશમાં બહુ ઓછા પાકયા છે એમાં સંદેહ નથી. મહારાજના જન્મસ્થાન પાલણપુરમાં એ મહાપુરુષને, જૈન સમસ્તને, તેમ જ પાલણપુરવાસી ધનાઢય જૈનોને શોભા આપે એવું ભવ્ય સ્મારક ઊભું કરવું ઇષ્ટ છે. આ સ્મારકની રચનામાં અમુક પંથના જૈન જ નહિ, બધા જૈન જ નહિ, પણ દયાધર્મી સમસ્તનો ભાગ હોય. સ્મારક કેવું હોવું જોઈએ તેની કાંઈક રૂપરેખા આપીને આ લેખને પૂરો કરીએ. વચ્ચે એક આરસપહાણની છત્રી હોય, તેમાં મહારાજનાં પગલાંની સ્થાપના થાય, અને છત્રીને અડખે પડખે મહારાજે અકબર પાસેથી મેળવેલાં ભૂતદયાનાં ફરમાન મૂળ ફારસી ગુજરાતી, સંસ્કૃત, હિન્દી તથા ઉર્દૂ અનુવાદ સહિત કોતરાય. આ છત્રીને કેન્દ્રસ્થાને રાખીને ચારે દિશાએ ખાદીભંડાર, પુસ્તકાલય, અખાડો, ફૂલવાડી ઇ. ઇ. લોકોપયોગી સંસ્થા થાય. જેવી પાલણપુરવાસીઓની શ્રદ્ધા. હીરવિજયસૂરિનું સુન્દર સ્મારક ઊભું કરશે તો જ પાલણપુરના હીરાપારેખોનું પરીક્ષકપણું ખરું દીપવાનું છે.

---

वरं तेजस्विनो मृत्युर्न तु मानस्य खण्डनम् ।
मृत्युरेकदिनं हन्ति ह्यपमानं पदे पदे ॥

મરવું સારું પણ માનભંગ નહિ સારો. મૃત્યુ એક દિવસ હણે છે, પણ અપમાનથી તો જીવ ડગલે ને પગલે કળીએ કળીએ કપાય છે.

## ૩૬

## આશ્રમભૂમિનો ચમત્કાર

यथा गङ्गा तथा चेयं ज्ञेया साभ्रमती नदी ॥५॥
यदि चेज्छतशो जिह्वा मुखे वै मामके सति ।
तस्या अपि न शक्नोमि गुणान्वक्तुं कदाचन ॥६॥

पाद्म उत्तरखण्डे १७३तमेऽध्याये महादेववचनम् ।

આશ્રમને એને વર્ત્તમાન સ્થાને વસાવવામાં નદીકાંઠો, સ્વચ્છ વાયુ અને વિશેષે કરીને સાબરમતી જેઇલનું પડખું આટલું પોતે જોયું હતું એમ ગાંધીજીએ લખ્યું છે. પણ ગાંધીજીને તે ઠેકાણે ખેંચી આણનાર તો પોતે નહિ જોયેલું એવું કાંઇક, જેને અદૃષ્ટ કહે છે તે હતું.

રાવણરાજ્યના નાશ તથા રામરાજ્ય કે સ્વરાજ્યની સ્થાપનાને અર્થે દેહસમર્પણ કરનાર ગાંધીજીને રહેવા સારુ આના કરતાં વધારે યોગ્ય સ્થળ કદાચ બીજું ન હોય, કારણ આ ભૂમિ ઉપર તો દેવાસુરસંગ્રામમાં અસુરોના વિનાશ-સાધનભૂત વજ્ર ઘડવા પોતાનાં મૂઠી હાડકાંનું દાન કરનાર દયામૂર્તિ દધીચિ ઋષિનાં પતિતપાવન પગલાં પડેલાં છે.

દધીચિ ઋષિ જ્યાં સાબરમતી અને ચન્દ્રભાગાનો પુણ્ય સંગમ થાય છે ત્યાં સાબરમતીના શુભ તટ ઉપર તપશ્ચર્યા કરતા હતા.

दधीचिना तपस्तप्तं साभ्रमत्यास्तटे शुभे ।
यत्र साभ्रमती पुण्या सङ्गता चन्द्रभागया ॥ ३,११ ॥
पा० उ० १५५ ।

દૈત્યોએ દેવોનો પરાજય કર્યો, એટલે દેવો રણક્ષેત્ર ઉપરથી પલાયન કરીને દધીચિને આશ્રમે આવ્યા, પોતાનાં આયુધ ત્યાં મૂકી દીધાં અને પોતે દશે દિશાએ ભાગી છૂટ્યા (गता देवा दिशो दश । ७ ।). પછી દૈત્યોનો કોલાહલ સાંભળીને ભૃગુકુલજાત દધીચિ એ અસ્ત્રશસ્ત્ર પાણીમાં પલાળીને પી ગયા.

થોડોક સમય વીત્યે દેવો પાછા લડવા તત્પર થયા એટલે અસ્ત્ર લેવા દધીચિને આશ્રમે આવ્યા, ને ત્યાં જુએ છે તો સપ નોળિયા હારે રમે છે ને એવાં એવાં કંઈક અહિંસાપ્રધાન કૌતુક થાય છે, તે જોઈને તેઓ પરમ વિસ્મય પામ્યા.

नकुलैः सह सर्पाश्च क्रीडन्ते ते परस्परम् । ९ ।

બ્રહ્મા તથા સાવિત્રી જેવાં શોભતાં ઋષિ દધીચિ તથા ઋષિપત્ની સુવર્ચાને દેવોએ પ્રણામ કર્યા, અને કહ્યું, 'હે ઋષિરાજ, તારા જેવો દાતા આ ત્રિલોકીમાં એકે નથી, એવી પ્રથમથી જ તારી ખ્યાતિ છે. અમે સર્વ તારી પાસે યાચના કરવા આવ્યા છીએ. અમે ભયભીત છીએ તો અમને હથિયાર દે.'

त्वं दाता त्रिषु लोकेषु विदितः पूर्वमेव च ॥ १४ ॥

याच्ञार्थं च वयं सर्वे त्वत्सकाशं समागताः ।
भयभीता वयं सर्वेऽस्त्राणि नो दातुमर्हसि ॥ १५ ॥

મુનિએ કહ્યું, 'એ અસ્ત્રોને તો હું મન્ત્રેલે પાણીએ પલાળીને પી ગયો છું.'

पीतानि तानि भो देवा जलेनाप्लाव्य मन्त्रतः ॥ १६ ॥

દેવોએ કહ્યું, 'એમ હોય તો દૈત્યના નાશને અર્થે તારાં હાડકાં દે.' વિપ્ર કહે, 'દઉં છું.'

× × × दैत्यानां निधनाय च ।
देह्यस्थिनिचयं विप्र ददामीति द्विजोऽवदत् ॥ १७ ॥

એમ કહીને ઋષિએ પોતાની પત્નીને આશ્રમે મોકલી, ને પછી સ્મિત કરીને કહ્યું, 'તમારાં અસ્ત્ર હું પી ગયો છું તે જેવાં હતાં તેવાં આ લો.' દેવો કહે, 'તું જીવતાં, હે બ્રાહ્મણ, અમને તારાં હાડકાં ક્યાંથી મળે?'

त्वयि जीवति भो ब्रह्मन् कुतोऽस्थीनि लभामहे ॥ २० ॥

ઋષિએ હસીને કહ્યું, 'એક ક્ષણ ખમો. હું પોતે જ આજ મારું કલેવર તજીશ.'

स्वयमेव च भो देवास्त्यक्ष्याम्यद्य कलेवरम् ॥ २१ ॥

એમ કહીને તરત જ યોગસમાધિ દ્વારા ઋષિ જ્યાંથી પાછા ફરવાપણું નથી એવા બ્રહ્મલોકમાં ગયા.

ब्रह्मलोकं गतः सद्यो यतो नावर्त्तते पुनः ॥ २२ ॥

પછી દેવો વિચારમાં પડ્યા, કે આ ઋષિના મૃતદેહમાંથી હાડકાં કેમ કરીને હાથ આવે? એટલે સુરેન્દ્રે કામધેનુને બોલાવી ને એને ઋષિનું શરીર ચાટવા કહ્યું. પછી એકલાં હાડકાં રહ્યાં તે દેવોએ લીધાં, એનાં અસ્ત્રશસ્ત્ર કર્યાં, અને તેને આધારે અસુરોનો નાશ કર્યો.

जगृहुस्तानि चास्थीनि चक्रुः शस्त्राणि वै सुराः ॥ २६ ॥

ઋષિપત્ની સુવર્ચા પાછી આવી તો તેણે ઋષિની આવી દશા થયેલી જોઇને એની સાથે સ્વર્ગારોહણ કર્યું.

एवं दधीचिपत्नी सा पतिना स्वर्गमास्थिता ॥ ३६ ॥

જ્યાં દધીચિ ઋષિએ આત્મસમર્પણ કર્યું ત્યાં કામધેનુનું દૂધ ઝર્યું હતું એ ઠેકાણે દૂધેશ્વર મહાદેવની સ્થાપનાં થઈ.

कामधेनुः प्रसुस्राव ययौ यत्र द्विजः क्षयम् ॥ ३७ ॥
मुनेः प्रभावतो दुग्धं लिङ्गरूपं व्यजायत ।
दुग्धेश्वरमिति ख्यातं देवि साभ्रमतीतटे ॥ ३८ ॥

× × × ×

આ વાર્તાની ઝીણી ઝીણી વીગત સમજવાનો આ સ્થળે અનાવશ્યક પ્રયત્ન આપણે નહિ કરીએ. મુખ્ય વસ્તુ આ છે, કે દધીચિ ઋષિએ તપોમય જીવન જીવીને દેહાર્પણ કરીને કોઈક અપૂર્વ શક્તિ, જેને ભગવાને પોતાની વિભૂતિઓમાં ગણાવેલ છે,

आयुधानामहं वज्रः ।

તે જગાડી, અને તે શક્તિનો ઉપયોગ કરીને દેવોએ અસુરોને પરાસ્ત કરીને ઇષ્ટસાધન કર્યું. જે સ્થાને દધીચિએ તપ કર્યું હશે તે જ સ્થાને કદાચ, ગાંધીજીની તપશ્ચર્યા ચાલે છે, અને પોતાનાં હાડ ગાળી ગાળીને ઘડેલું સત્યાગ્રહનું અસ્ત્ર તે આપણી આગળ ધરે છે. ભગવાન કરે ને એ અસ્ત્ર ચલાવવાનું અને દેવોને પ્રિય પ્રિયદર્શી અશોક જેને ધર્મવિજય કહે છે તે પ્રાપ્ત કરવાનું સામર્થ્ય સાબરમતીના ઉપાસક આપણા સર્વમાં આવે.

૩૭

## જગદંબાનો ગોડબજાણિયો

अविज्ञातं विजानताम्। विज्ञातमविजानताम् ॥

રાજા રાખેંગારના સમયમાં સીતાપુર ગામમાં રામજી નામે એક નિર્ધન ગોડબજાણિયો હતો, તે હાથચાલાકીના ને એવા બીજા નજરબંધીના ખેલ કરતો કરતો એક ગામથી બીજે ગામ, ને બીજેથી ત્રીજે એમ ફર્યા કરતો. જ્યાં જાય ત્યાં ચોકમાં પોતાની ફાટલતૂટલ જરાભિભૂત સાદડી પાથરે, થાળી વગાડીને નાનાં છોકરાં તથા નવરા પુરુષોને ભેળાં કરે, ગુરુપરંપરાથી પ્રાપ્ત થયેલો વિનોદ એક શબ્દ પણ ફેરવ્યા વિના કરીને બધાને દાંત કઢાવે, જાતજાતનાં વિચિત્ર આસન કરે, અને નાકની અણી ઉપર થાળી અધર રાખે. પ્રથમ તો એકત્ર થયેલા મંડળને બહુ રસ ન પડે. પણ પછી માથું તથા હાથ ભોંય ઉપર રાખીને તડકામાં ઝગારા મારતા તાંબાના છ દડા એ ઊંચા ઉછાળે ને પગેથી ઝીલે, અથવા ગળું પગની પાનીએ અડે એવી રીતે કમાન વળે અને એ જ સ્થિતિમાં રહીને બાર છરા વતી ખેલ કરે, એટલે 'રંગ છે,' 'રંગ છે,' એમ પ્રેક્ષકો બોલી ઊઠે, ને સાદડી ઉપર દોકડાકાવડિયાંની વૃષ્ટિ થાય.

તોપણ પોતાનો નિર્વાહ કરવામાં રામજીને કઠણાઈ પડતી. ઘટ સાથે ઘડેલાં, 'ટાળ્યાં તે કોઈનાં નવ ટળે'

એવાં ને રઘુનાથનાં જડેલાં સુખદુઃખમાંથી સુખ કરતાં દુઃખનો અનુભવ એને વધારે થતો. વળી ઇચ્છા છતાં કામ કરવાનું બને નહિ, ને એને ભૂખે મરવું પડે. સવારથી સાંજ પર્યન્ત મુશળધાર મેહ વર્ષે, અથવા કોકકોકવાર તો આઠઆઠ દિવસની એલી થાય, એટલે પછી બાપડા રામજીના ભૂંડા ભોગ. વરસતે વરસાદે ખેલ કરે કયાં? ને ખેલ કરે તો જોવા કોણ આવે? પણ રામજી સંતોષી જીવ હતો, એટલે શાન્તિ-પૂર્વક માથે પડયું ઉપાડતો. પૂર્વભવમાં આપ્યું હોય તો આ ભવે પામીએ ને? અને આ સંસારમાં ભલે અન્યાય વર્તે પણ ધર્મરાજ તો કાંઈ અન્યાયી નથી ને? એવા પોતે પોતાને પ્રશ્ન કરીને મન વાળતો.

રામજી માતાજીનો અનન્ય ભક્ત હતો, અને

મા પાવા તે ગઢથી ઊતર્યાં, મહાકાળી રે,
મા સંચરિયાં ગુજરાત, પાવાવાળી રે.

× × ×

દૈત્યોને રણમાં રોળ્યા, રે આજ દૈત્યોને રણમાં રોળ્યા.

× × ×

માજી, તારે ડુંગરડે ચડવું તે અતિ ઘણું દોહ્યલું રે, લોલ.

. . . . .

ફટ, ફટ, પાવાના રાજન, કે પાવો તારો પાપે જશે રે લોલ.

× × ×

અલબેલી, રે અંબે માત જોવાને જઈએ.

આવા આવા ગરબા પ્રેમપૂર્વક ગાતો.

એક દિવસ આખો મેહ વરસ્યા કર્યો, એટલે રામજી ખેલ કરવા પામ્યો નહિ, અને સાંજે કોક ખડની ગંજીની ઓથે કે

ભૂખે પેટે સૂઈ રહેવા જાય છે, ત્યાં પોતાને જે દિશાએ જવું હતું એ જ દિશાએ ચાલ્યા જતા એક સાધુને એણે દીઠા. રામજીએ સાધુને રામરામ કર્યા. બેય જણ એક-ચાલે ચાલતા હતા, એટલે વાતે વળગ્યા.

સાધુ: 'શું નામ તમારું, ભાઈ? શું ધંધો કરો છો?'

રામજી: 'મારું નામ રામજી, ને હું ગોડબજાણિયો છું. મારો ધંધો તો ઘણો ઉત્તમ છે, પણ જો નિત્ય ઊઠીને ખાવાનું મળે તો.'

સાધુ: 'જો, ભાઈ, જે બોલીએ તે સંભાળીને બોલીએ. ચામડાની જીભ જેમતેમ વળે, એટલે વિનાવિચાર્યું કહી ન નાખીએ. ઉત્તમ ધંધો તો અમારો સાધુનો, કે રાતદિવસ ભગવાનનું ભજન કરીએ, અને કામમાત્ર ભગવત્પ્રીત્યર્થે જ કરીએ, એટલે અમારું કામ તો કાંઈ મળે જ નહિ, જે કરીએ તે રામજીનું જ કામ.

यद्यत्कर्म करोमि तत्तदखिलं मातस्तवाराधनम् ।'

રામજી: 'હું ભૂલ્યો, મહારાજ. મારો ધંધો ક્યાં ને તમારો ક્યાં? અને દોરી ઉપર કે વાંસ ઉપર નાચવું કાંઈ છોકરાંની રમત કે રામજીપ્રેમજીનું કામ નથી, તોય તમારી વાત નોખી. મહારાજ, મનેય એમ થાય છે, કે જાણે તમારી ઘોડે નિત્ય ઊઠીને ભજનકીર્તન જ કરું. તેમાંય માતાજી ઉપર તો મને બહુ આસ્થા છે. મને કોઈ માતાજીના સ્થાનકમાં રાખે તો દ્વારકાથી પ્રભાસ લગી, અને શત્રુંજયથી રૈવતાદ્રિ લગી જેને આધારે મેં ખ્યાતિ મેળવી છે એ બજાણિયાનો ધંધો છોડી દેવાને હું તૈયાર છું.'

બજાણિયાના નિર્મળ ભાવિક હૃદયની સાધુ ઉપર છાપ પડી, એટલે એણે ઉત્તર આપ્યું,

'ભાઈ રામજી, તું મારા ભેળો આવ, તો રૈવતાચલ ઉપર અંબાજીનું દેવાલય છે, અને દેવીભક્તોનો મઠ છે એમાં હું અધિકાર ભોગવું છું, ત્યાં તને રાખશું. જાણે માતાજીએ જ આપણને ભેટાડ્યા ન હોય એવું લાગે છે.'

એટલે રામજી તો આમ માતાજીના ભક્તસમુદાયમાં ભળ્યો. માતાજીના આ ભક્ત પણ ભારે વ્યવસાયી ને પરાક્રમી, જેને જે વિદ્યાકળા પરિચિત હોય તેના દ્વારા તે માતાજીની સેવા કરે.

રામજીને મળેલા સાધુનું નામ વિદ્યારણ્ય હતું, તે દેવીભક્તિનાં સૂત્ર તથા ભાષ્ય લખે. લેખરામ નામનો બીજો સાધુ હતો તે વિદ્યારણ્યસ્વામીનાં પુસ્તક ભૂર્જપત્ર ઉપર સરસ અક્ષરે લખે. પુસ્તકની વચ્ચે વચ્ચે માતાજીનાં ગૌરસ્વરૂપ તથા કાલસ્વરૂપ ભાતભાતનાં ચિત્ર ચિત્રગુપ્ત નામે સાધુ આળેખે. કોકવાર કમલદલવિહારિણી શંખચક્રગદાધારિણી વરઅભય-દાયિની મહાલક્ષ્મી; કોકવાર વીણાપુસ્તકધારિણી સિદ્ધિબુદ્ધિપ્રદા મહાસરસ્વતી; કોકવાર દશપ્રહરણધારિણી ભુક્તિમુક્તિદાયિની અસુરમર્દની મહાકાળીઃ એમ વિવિધ આકૃતિ ચિત્રગુપ્તની પીંછી આમ તેમ ફરતાં વેંત જ નિષ્પન્ન થાય. પ્રતિમાનાથ નામે વૃદ્ધ બાવો હતો. તે માતાજીની જાતજાતની મૂર્તિ જ ઘડ્યા કરે; પથ્થર ઘડતાં ઘડતાં એની દાઢી, ભમર ને કેશ રજોમય થઈ જાય; એની આંખ સૂજી જાય, આંખમાં પાણીયે આવી જાય. પણ પાકી અવસ્થા છતાં પ્રતિમાનાથ આનન્દી હતા, અને માતાજી પોતાના આ પ્રિયપુત્રની એના ઘડપણમાં

સંભાળ રાખતાં એમાં સન્દેહ નથી. આ ઉપરાંત સંસ્કૃત-પ્રાકૃતના કઈક કવિ હતા તે દેવીન્યાસ, દુર્ગાકવચ, અન્નપૂર્ણા-મહિમ્નઃસ્તોત્ર, ભગવતીઅષ્ટક, લક્ષ્મીસહસ્રનામ, ભવાનીસ્તવરાજ, કાલીઅપરાધક્ષમાપનસ્તોત્ર, સંકષ્ટનાશન ને દારિદ્ર્યદહન તારાસ્તોત્ર, અંબાલહરી, શક્તિપંચક ઇ. ઇ. માતાજીનાં સ્તોત્ર તથા ગરબા રચતા. તેમાંથી એકે તો ભગવતી-ભાગવતનો ગૂર્જરભાષાનુવાદ પણ કર્યો હતો.

સેવાધર્મનો આ બધો ઠાઠ જોઈને ભોળા રામજીનો શ્વાસ જ ઊડી ગયો, અને એ પોતાના અજ્ઞાન તથા અબુધ-પણાને ધિક્કારવા મંડ્યો.

અંબાજીના મન્દિરને ફરતી ફૂલવાડી હતી ત્યાં ફરતાં ફરતાં રામજી વિચાર કરવા મંડ્યો, 'અરે, માતાજી ઉપર મારો આટલો ભાવ, પણ માતાજીની સેવા તો મારાથી છાંટાભાર બનતી નથી. ન મળે મારી પાસે શબ્દઝરી વૈખરી વાણી, જેથી કરીને હું વ્યાખ્યાનકુશળતા બતાવું. ન આવડે ગ્રન્થરચના કરતાં, કે ચિત્ર ચીતરતાં, કે પ્રતિમા ઘડતાં, કે પિંગળશાસ્ત્ર પ્રમાણે અક્ષરમેળ માત્રામેળ છન્દ રચતાં. અરેરે, મારામાં કાંઈ કહેતાં કાંઈ ન મળે.'

આમ કરીને રામજી તો કોચવાવા મંડ્યો ને એને અન્ન ઉપરથીયે રુચિ ઊઠી ગઈ.

એક દિવસે સાંજે સાધુઓ વિનોદવાર્તા કરતા હશે ત્યાં કોઈએ વાર્તા કરી, કે એક સાધુ હતો એને

**नमो देव्यै नमो देव्यै नमो देव्यै नमो नमः ।**

આટલો અર્ધો શ્લોક જ આવડે, બીજું કાંઈ ન આવડે. બીજા સાધુ એના અજ્ઞાનની ઠેકડી કરે, પણ તે અજ્ઞાન ગણાતો સાધુ

મરી ગયો એટલે એને સોળ અક્ષર આવડતા તેના માનમાં એના મુખમાંથી સોળ દળવાળું કમળફૂલ ઝર્યું. અને એવી રીતે માતાજીએ પંડિતમાની સાધુઓને શુદ્ધ ભક્તિનો પરચો કરાવ્યો.

આ વાત સાંભળીને રામજીને માતાજીની અપાર દયાનું ભાન થયું, પણ તોય સેવા કરવાની એની ઉત્કંઠાનું કેમેય કરતાં નિવારણ થાય નહિ.

સેવા કરવાના ઉપાય સતત વિચાર્યા કરે, પણ કાંઈ વળે નહિ, ને દિવસે દિવસે મનદુઃખ વધતું જાય. પણ અંતે એક સવારે તે શય્યામાંથી ઉલ્લાસપૂર્વક ઊઠ્યો, અંબાજીના મન્દિરમાં ગયો ને ત્યાં બે ઘડી એકલો રહ્યો. જમ્યા પછી વળી પાછો મન્દિરમાં ગયો, ને તે દિવસથી માંડીને મંદિરમાં કોઈ નથી એમ જુએ કે તરત પોતે અંદર જાય, અને બીજા સાધુ વિદ્યાકળા સાધતા હોય એટલો સમય ત્યાં જ કાઢે. હવે રામજીની હૃદયગાંઠ છૂટી ગઈ, ને એના નિઃશ્વાસ બંધ થઈ ગયા. પણ એના વિચિત્ર વર્તનથી બીજા સાધુઓને જિજ્ઞાસા જાગી કે રામજી મન્દિરમાં એકલા-એકલા શું કરતા હશે. મા દીકરી ઉપર રાખે તેમ સાધુમાત્ર ઉપર સતત દૃષ્ટિ રાખવી એ વિદ્યારણ્યસ્વામીનું કામ હતું, એટલે એક દિવસે રામજી મન્દિરમાં એકલો હતો ત્યાં વિદ્યારણ્ય બીજા બે વૃદ્ધ સાધુને લઈને અંદર શું ચરિત્ર થાય છે તે સળિયામાંથી જોવા ગયા.

જુએ છે તો રામજી અંબાજીની મૂર્તિ આગળ ભોંય ઉપર માથું ને ઊંચા પગ રાખીને પડ્યો છે, ને છ દડા ને બાર છરા લઈને ખેલ કરે છે. પૂર્વાશ્રમમાં જે ખેલથી એણે

પ્રસિદ્ધિ મેળવી હતી એ જ ખેલ માતાજીના માનમાં એ ભજવતો હતો. એ તો પોતાની સર્વોત્તમ બુદ્ધિશક્તિ માતાજીને ચરણે ધરે છે એમ વિદ્યારણ્યના સમજવામાં આવ્યું નહિ; ને એને થયું કે આ રામજીએ મન્દિરની આશાતના કરી. રામજી ભોળો છે એમ તો એ જાણતા, પણ હવે તો એનું ચિત્ત જ ભમી ગયું છે એમ એને લાગ્યું. ત્રણેય સાધુ મળીને રામજીને મન્દિર બહાર ખેંચવા મંડ્યા, ત્યાં તો સાક્ષાત માતાજી સિંહાસન ઉપરથી ધીરે રહીને ઊતર્યાં, અને પોતાની નવરંગ ચુંદડીના પાલવથી કરીને રામજીના કપાળ ઉપર પરસેવાની મુક્તાવળી બાઝી હતી તે લૂવા મંડ્યાં.

વિદ્યારણ્ય માતાજીને પગે પડ્યો ને બોલ્યો; 'ધન્ય છે તેનાં માતાપતા, કે જેનું હૃદય સ્ફટિક જેવું સ્વચ્છ છે, કેમકે તે ભગવાનનો સાક્ષાત્કાર કરશે.'

બીજા સાધુઓ પણ લળી લળીને માતાજીને પાયે લાગ્યા, ને બોલ્યા, 'તથાસ્તુ.'

માતાજી તરત જ અન્તર્ધાન પામ્યાં, પણ આ જ સમયે ગીતાનન્દ નામે સાધુ તુલસીદાસ ગોસ્વામીનું એક ભજન કિન્નરકંઠે લલકારતો હતો તે આ સાધુઓના કાનમાં અમૃત-રૂપે ઝરવા મંડ્યું:

એવો કો ઉદાર જગ માંહીં, વિણ સેવા જે દ્રવે દીન પર;
રામ સરિખ કોઈ નાંહીં.
જે ગતિ યોગવિયોગજતન કરી, પામે નહિ મુનિજ્ઞાની,
તે ગતિ દીધ ગીધશબરીને, પ્રભુ મન બહુ ન જ જાણી;
એવો કો ઉદાર જગ માંહીં.

(આનાતોલ ફ્રાંસની એક વાર્તા ઉપરથી)

## ૩૮

# નરનારાયણ કે પથ્થરનારાયણ

રાજપુરુષે રાજા પાસે નિવેદન કર્યું, 'મહારાજ, સાધુ-શિરોમણિ નરોત્તમને બહુ વીનવ્યા, પણ આપના સુવર્ણ-મન્દિરમાં તે આવતા નથી અને મારગની ધારે ઝાડ નીચે કીર્તન કરે છે. ભક્તોનાં ટોળેટોળાં એને ઘેરીને ધૂળ ઉપર બેઠાં છે. મન્દિર સૂનું પડ્યું છે. સોનાનું મધુપાત્ર છોડીને ભમરા જેમ કમળવન પ્રત્યે ધસી જાય, તેમ સ્ત્રીઓ ને પુરુષો સોનાના મન્દિરની સામુંય જોતાં નથી, અને ભક્તના હૃદયકમળનો સુવાસ લેવા ટોળે મળીને જાય છે. ઠાલાઠમ દેવાલયમાં રત્નજડિત સિંહાસન ઉપર દેવ એકલા બેઠા છે.'

આ સાંભળીને રાજાને દુઃખ લાગ્યું, ને ઝાડ નીચે દર્ભાસન ઉપર સાધુ બેઠા હતા ત્યાં તે ગયો, ને એને પાયે પડીને કહ્યું, 'જુઓ, મહારાજ. સોનાના શિખરવાળું ગગનચુંબી દેવાલય રાજાનું ચણાવેલ છે, તેને તજીને અહીં કેમ ભજન કરો છો?'

સાધુ: 'એ મન્દિરમાં ભગવાન નથી.'

રાજાઃ 'ભગવાન નથી! હે સંન્યાસી, આ તો નાસ્તિકના જેવી વાત થઈ. રત્નસિંહાસન ઉપર રત્નમય પ્રતિમા બિરાજે છે તે ઠાલી છે એમ ને?'

સાધુઃ 'ઠાલી નથી, રાજાના મિથ્યાભિમાનથી ભરેલી છે. હે રાજા, ત્યાં તો તેં તારી પોતાની સ્થાપના કરી છે, દેવની નહિ.'

રાજાએ આંખ કાઢીને કહ્યું, 'વીશ લાખ સોનૈયા વાવરીને અભ્રભેદી મન્દિર રચ્યું ને યથાવિધિ ભગવત્પ્રીત્યર્થે એનું સમર્પણ કર્યું, એમાં ભગવાન નથી એમ?'

શાંતિપૂર્વક સાધુએ કહ્યું, 'જે વર્ષે પ્રચંડ આગ લાગી હતી, તથા વીશ સહસ્ર પ્રજાજન અન્નવસ્ત્ર ને આશરા વિનાના થઈ પડ્યા હતા, તારા દ્વાર આગળ વ્યર્થ પ્રાર્થના કરી રોઈકકળીને પાછા વળ્યા હતા, અને જંગલમાં, ગુફાઓમાં, મારગને કાંઠે, તરુવરની છાયામાં, ખંડેરોમાં, જ્યાં-ત્યાં ટાઢે ઠરી ને ભૂખે મરી ગયા હતા, એ વર્ષે વીશ લાખ મુદ્રાનું આ ઘર તેં ભગવાનને ધર્યું. ભગવાનની જીવતી-જાગતી હાજરાહજુર પ્રતિમાનો અનાદર કરીને તેં પથ્થર પૂજ્યો. તે દિવસે ભગવાને કહ્યું, "મારું ઘર તો અનાદિ છે, ત્યાં અનન્ત નીલિમા વચ્ચે અગણિત દીવા પ્રકાશે છે; સત્ય, શાંતિ, દયા, પ્રેમ એ ઘરના સનાતન પાયા છે. જે પામર પુરુષ ઘરબાર વિનાની પોતાના પ્રજાને ઘર ન આપી શક્યો તે મને ઘર દેવા નીકળ્યો છે!" આમ કરીને જ્યાં તારી રાંકડી પ્રજા પડી હતી ત્યાં ભગવાન ચાલ્યા ગયા. તારું મન્દિર સૂનું છે, સુવર્ણ ને અભિમાનનો પરપોટો જ છે.'

રાજાએ કોપાયમાન થઈને કહ્યું, 'હે દુષ્ટ સાધુડા, મારું રાજ્ય છોડીને આ ક્ષણે જ ચાલ્યો જા.'

સંન્યાસીએ શાન્તસ્વરે કહ્યું, 'જ્યાં તેં ભક્તવત્સલ ભગવાનને દેશવટો દીધો છે ત્યાં ભક્તનેય દે.'

(રવીન્દ્રનાથની 'કાહિની' ઉપરથી)

# પરિશિષ્ટ

## શુક્રાચાર્યના ચાર વર્ણ

न जात्या ब्राह्मणश्चात्र क्षत्रियो वैश्य एव च ।
न शूद्रो न च वै म्लेच्छो भेदिता गुणकर्मभिः ॥
शुक्रनीतिसार १–३८ ॥

જાતિ(જન્મ)થી કોઈ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર કે મ્લેચ્છ નથી. ગુણઅવગુણ તથા સત્કર્મકુકર્મથી આ ભેદ પડે છે.

ब्रह्मणस्तु समुत्पन्नाः सर्वे ते किं नु ब्राह्मणाः ।
न वर्णतो न जनकाद् ब्राह्म्यं तेजः प्रपद्यते ॥ ३९ ॥

બ્રાહ્મણથી ઉત્પન્ન થયેલા સર્વ બ્રાહ્મણ કેના ઘરના? જાતથી કે બાપથી બ્રહ્મતેજ થોડુંક આવે છે.

ज्ञानकर्मोपासनाभिर्देवताराधने रतः ।
शान्तो दान्तो दयालुश्च ब्राह्मणस्तु गुणैः कृतः ॥ ४० ॥

જ્ઞાની તથા કર્મી હોય, નરરૂપધારી નારાયણની સેવા કરે, શાન્ત, સંયમી તથા દયાળુ હોય તે આ ગુણે કરીને બ્રાહ્મણ થાય.

लोकसंरक्षणे दक्षः शूरो दान्तः पराक्रमी ।
दुष्टनिग्रहशीलो यः स वै क्षत्रिय उच्यते ॥ ४१ ॥

લોકોની રક્ષા કરવામાં કુશળ, શૂરો, જિતેન્દ્રિય તથા પરાક્રમી હોય, અને દુષ્ટને દુષ્ટતાથી રોકતો હોય તે ક્ષત્રિય કહેવાય.

क्रयविक्रयकुशला ये नित्यं पण्यजीविनः ।
पशुरक्षाकृषिकरास्ते वैश्याः कीर्तिता भुवि ॥ ४२ ॥

ખેતી, પશુપાલન ને વેપાર કરે તે વૈશ્ય કહેવાય.

द्विजसेवार्चनरताः शूराः शान्ता जितेन्द्रियाः ।
सीरकाष्ठतृणवहास्ते नीचाः शूद्रसंज्ञकाः ॥ ४३ ॥

પ્રજાની સેવા કરે, શૂરા, શાન્ત તથા સંયમી હોય, હળ, ઇંધણાં કે ખડ વહે તેને શૂદ્રની સંજ્ઞા અપાય.

त्यक्तस्वधर्माचरणा निर्घृणाः परपीडकाः ।
चाण्डाला हिंसका नित्यं म्लेच्छास्ते ह्यविवेकिनः ॥ ४४ ॥

અધર્મી, દુરાચારી, નિર્દય, પરાપકારી, હિંસક, સારાસારના ભાન વિનાના હોય તે ચાંડાલ મ્લેચ્છ કહેવાય.

## આ લેખકની અન્ય કૃતિ

**ગોરક્ષાકલ્પતરુ** . . . . સાઇઝ ક્રાઉન સોળ પેજી પૃ. ૧૨૮+૮. મૂલ્ય ૪॥ આના. સં. ૧૯૮૪. ગાંધીજી પ્રસ્તાવનામાં લખે છે: '. . . . સૂક્ષ્મ અભ્યાસનું ફળ છે. ગોરક્ષા કરવાના ખરા ને વ્યવહારુ ઉપાય કયા છે ને તેનો અમલ કેમ કરી શકાય તે આ પુસ્તક ધ્યાનપૂર્વક વાંચનાર સહેજે સમજી શકે તેમ છે.'

**ગોરક્ષાકલ્પતરુ** (હિન્દી) . . . . સાઇઝ ક્રાઉન સોળ પેજી પૃ. ૧૪૪+૮. મૂલ્ય ૭ આના. સં. ૧૯૮૫. ગાંધીજી પ્રસ્તાવનામાં લખે છે: 'પ્રત્યેક ગોસેવકે મનન કરવા યોગ્ય છે.'

**ગોરક્ષાકલ્પતરુ** (કાનડી) . . . . સાઇઝ ક્રાઉન સોળ પેજી પૃ. ૯૬. પ્રકાશક–પ્રાણિદયાજ્ઞાનપ્રસારક સંઘ, દાવણગિરિ (માઇસોર રાજ્ય), સને ૧૯૨૭.

**પ્રજાદ્રોહી રાજા વેણુ** (હિન્દી) પૃ. ૨૪. મૂલ્ય બે પૈસા. પ્રકાશક–મહાવીરપ્રસાદ પોદ્દાર, ૧૩૨–૧ હેરિસન રોડ, કલકત્તા. સં. ૧૯૮૬.

**Satyagraha in South Africa.** . . . સાઇઝ ડેમી આઠ પેજી પૃ. ૫૧૨. મૂલ્ય સાડાચાર રૂપિયા. ગાંધીજીના ગૂજરાતી ગ્રન્થનો અનુવાદ, સને ૧૯૨૮.

ગાંધીજી પ્રસ્તાવનામાં લખે છે: . . . 'I can assure the reader that the spirit of the original in Gujarati has been very faithfully kept by the

translator. . . . Those who are following the weekly chapters of *My Experients with Truth* cannot afford to miss these chapters on Satyagraha, if they would follow in all its detail the working out of the search after Truth.'

આચાર્ય સર પ્રફુલ્લચન્દ્ર રાય લખે છે: 'The translator has done a distinct public service by putting within the reach not only of India but of the world at large a book which records the discovery and the practice of the great principle of Satyagraha which, by dint of solid achievement, bids fair to make a lasting contribution to the solution of the ills of humanity.'

મદ્રાસના બિશપ રેવરંડ ઇ. એચ. એમ. વોલર લખે છે: 'As the story of a single-hearted struggle carried on in the spirit of love and sacrifice, this book is of thrilling interest. As an exposition of the meaning of the much-debated term "Satyagraha", it is of the highest importance to every thinking person in India, where the word is used with apparently very diverse meanings.'